આપે છે: જે **મીરાં**બાઇના એક પદ સાથે સરખાવવા જેવું છે :

" એસી ટૂકી સી જીંદગીમેં ક્યા માગું ?
ક્યા માગું ? રે મૈં ક્યા માગું ?
એસી ટૂંકી સી જીંદગીમેં ક્યા માગું ? "

આજ ગોકુલઅષ્ટમી છે, કૃષ્ણજન્મની તિથિ છે: **મીરાં** પરમ કૃષ્ણભક્ત હતાં, તેથી આજની તિથિ **મીરાંજયન્તી** માટે નીમવામા આવી છે.

**મીરાં**ના પિતાના નામનો પણ નિશ્ચય નથી. દયારામભાઇની સાથે લોકવાયકા ગાય છે કે :

જયમલ રાઠોડની દીકરી રે સુણો **મીરાં** એનું ધામ;
રૂપગુણ કોઇ સમોવડ નહીં, રૂડુ ધર્યું **મીરાંબાઇ** નામ.

**મીરાંમન મોહન શું માન્યું.**

નવું સંશોધન આવું છે: રાઠોડવંશી રાવ જોધાજીએ સંવત ૧૫૧૫ માં જોધપુર વસાવ્યું. તે જોધાણનાથના ન્હાના કુંવરોમાંથી કુમાર વીકાજીએ ઉત્તરે રેતીના પગથારમાં બીકાનેર સ્થાપ્યું અને કુમાર દુદાજીએ સંવત ૧૫૧૮ માં પુરાણા મેડતાનગરનો ઉદ્ધાર કીધો. રાવ દુદાજીના મ્હોટા પુત્ર વીરમજીના કુંવર તે ભક્તવીર જયમલ અને ન્હાના કુમાર રત્નસિંહની કુંવરી તે ભક્તવીરાંગના મહારાણી **મીરાંબાઇ**. મેડતા ફરતો વીશ ગાઉનો પ્રાન્ત હજી **મીરાંબાઇ**ના દેશ તરીકે પ્રખ્યાત છે. નવી શોધ પ્રમાણે કુમાર જયમલ અને કુમારી **મીરાં** કાકાકાકાનાં પુત્રપુત્રી હોઇ ભાઇબ્હેન થાય. મુંબઇ સમાચારમાં આપેલી વંશાવલિ આમ છે :




પ્રભાતીયાં ગાનાર મીરાંનો જન્મ કુકડી ગામમાં થયેલો કહેવાય છે. બાલ વયમાં જ મીરાં નમાયાં થયાં હતાં. અને પછી દાદા દુદાજીને ત્યાર રહેતાં. મુંબઈ સમાચારમાંના ઐતિહાસિક લેખમાં લખ્યું છે કે: " મેડતામાં ચતુરભુજજીનું પ્રખ્યાત મન્દિર રાવ દુદાજીનું સ્થાપેલું હમણાં સુધી મોજુદ છે...મીરાંબાઈને પણ બચપણથી શ્રી ગિરધરલાલજી ઉપર સ્નેહ હતો......ગિરધરલાલજી શ્રી કૃષ્ણના સેંકડો નામોમાંનું એક નામ છે...મેડતાના મન્દિરની મૂર્તિમાં પણ શ્રી કૃષ્ણ ડાબા હાથમાં પહાડ લઇ ઉભેલા છે અને જમણા હાથમાં વાંસળી છે. " નમાયી દીકરીને દાદા લાડ લડાવે અને દાદાના ભજન-

કીર્તનમા દીકરી સાથે રહે અને સંસ્કાર પામે તે સ્વાભાવિક જ છે. દયારામભાઇ મીરાંચરિત્રમાં ગાય છે કે:

" જોશીએ વાંચી જન્મોતરીરે ત્હેમાં લખ્યું નીકળ્યુ એહ;
વરશે વિશ્વંભરનાથને, કરશે નન્દકુવર શું નેહ; -
મીરાંમન મોહન શું માન્યું.

ભક્તમાલામાં કથા છે કે મીરાં ન્હાનપણમાં હરિની માટીની મૂર્તિ રચતા અને રાધામાધવનો વિવાહ રમતાં. મીરાંબાઈનું એક પદ છે:

" કાલ્યે પરણાવશું ગોપી, કુંવરને કાલ્યે પરણાવશું ગોપી,
કહાનવર મ્હારો ઘોડે ચ્હડશે, માથે મુગટ આરોપી• કુંવરને.
રાધિકા જ્હારે મન્દિર પધારશે, મન્દિર રૂહેશે ઓપીઃ કુંવરને.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર લીલા વાઘા ને પીળી ટોપી• કુંવર."

લગ્નની વેદીપ્રભાથી મન્દિર ઓપી રહે છે એ મીરાંથી અજાણ્યું ન હતું, પ્રેમની કટારીના ઘાવ, પ્રેમ તણી અમલાને અન્તર ગેમતી ગોળી વાગે છે એ મીરાં જાણતા એવું થોડા જ જાણતા હશે. પણ મીરાંને પાર્થિવથી તૃપ્તિ ન હતી. વિધિના લેખ પણ એવા પડેલા કે મીરાં સંસારમા સ્વામીસુખથી અળગા રહે. મીરાં પોતે ગાય છે કે

" કાચે તે તાંતણે હરિજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમની રે,
મ્હને લાગી કટારી પ્રેમની.

રાજસ્થાનના મુગટ ચીતોડના મહારાણી થવે મીરાંનું મન માનતું ન્હોતું. 'મીરાંમન મોહન શું માન્યું' હતું. ત્રિલોકનાથના મહારાણી થવા ત્હેમની ઇચ્છા હતી અને એ પદ પામ્યા પણ ખરા.

રાણા કુંભાના પુત્ર રાણા રાયમલ અને રાણા રાયમલજીના પુત્ર મહારાણા સંગ, જે મુગલ મહારાજ્યના સ્થાપક ચિત્રવિચિત્ર-જીવનવાળી બાબરની સ્હામે હિન્દુ સેના દોરી ગયા હતા. સાંગા-રાણાના જ્યેષ્ઠ કુમાર ભોજરાજજી સાથે મીરાંબાઇનું લગ્ન સંવત ૧૫૭૩ માં થયું હતું. આ રીત્યે મીરાં કુંભા રાણાનાં ત્રીજી પેઢીએ કુલવધૂ થાય અને વીરભદ્ર રણધીર પ્રતાપસિંહનાં કાકી થાય. વંશા-વળી આમ છે:




કચ્છના રાવની કુંવરી ટોડીની કથા કાઠીઆવાડમાં જાણીની છે કે કૃષ્ણગોપની બંસી ત્હેને ડસી ગઇ હતી અને હરિભક્તનો ત્હેને ઝેર લાગ્યો હતો. તે કુંવરીનાં રાવે લગ્ન લીધાં ત્હારે કુંવરી સાધુડીનો વેશ લઇ ચાલી નીકળી અને દ્વારિકાંમાં જઇ રહી. મીરાંબાઇએ પણ લગ્ન વેળા પરણવા ના પાડયાનું કહેવાય છે.

લગ્ન પછી મીરાં સાસરે ગયાં ત્હારથી જ ત્હેમનો સાસરીઆં

સાથેનો સંબંધ કચવાતો જ હતો. રાજકુલનાં વરકન્યા 'દેવીને દેવા વધામણાં' ચાલ્યાં; 'રાણે પારવતીજી પૂજ્યાં,' પણ મીરાંનું મસ્તક ન નમ્યું.

સાસુ કહેઃ સૌભાગ્ય વધે, વહુ ! નમો શક્તિને પાય,
મીરાં કહેઃ મસ્તક નહીં નમે વિના શ્રી ગિરિવરધર રાય:
મીરાંમન મોહન શું માન્યું.

સાસુને રીસ ન્હડી કે વહુ આજથી જ વડિલનું સામું બોલી અને રાણાજીને શીખામણ દીધી કે 'ન્યારૂં રચાવો એનું ધામ.'

એવું સુણીને મીરાં મગ્ન થયાં રે, ભલું થયું ભાગ્યો જંજાળ;
સાધુની સંગે દીનરૈન નિર્ગમશું સુખે, સેવીશું ગાઈશું ગોપાળ:
મીરાંમન મોહન શું માન્યું.

લગ્નજીવનને પ્હેલે જ પગલે આવી રીતે મીરાંને ઠેશ વાગી અને અવળાં ડગ ભરાયાં. આમ મીરાં ' નન્દનન્દન સાથે ન્યારાં રહ્યાં. '

આવી જ કથા તુલસીદાસજી વિશે પણ છે કે એક વેળા ભગવાને તેમને કૃષ્ણાવતારના રૂપથી દર્શન દીધાં. ત્હારે તુલસીદાસજી તેમને ન નમ્યા અને વચન કહ્યું કેઃ—

મોર મુગટ, કર બંસરી, ભલે બને હો નાથ !
તુલસી મસ્તક તબ નમે ધનુષબાન લો હાથ.

આને મળતો એક પ્રસંગ ગોવર્ધનરામભાઈએ સરસ્વતીચન્દ્રની નવલકથામાં આણ્યો છે. સુન્દરગિરિ ઉપર સાધુઓના મન્દિરમાં યદુનન્દનની મૂર્તિને સરસ્વતીચન્દ્ર નમતો નથી અને પોતે યોગ્ય કર્યું હોય એમ માને છે. ઉદાર ઉરના મજમાનો જે તેના ઋણ સેવતા

દના અને હેમના હૃદય ઉપર ધા મારનો મહેમાન સરસ્વતીચન્દ્ર એ. બન્નેમાં ખરું સંસ્કૃતિનું સંસ્કારી કોણ ? એ પ્રશ્નનો ઉત્તર શું અધરો છે ? વિવેકભ્રષ્ટ અનુદાત્ત સરસ્વતીચન્દ્રનો આત્મા તે સમગ્રે ઉણો-અધૂરો લાગે છે, કલાખરેલો દર્શાય છે. મહાન ભગવદ્ગીતા સમા ગ્રંથમાં પણ " **सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज** " જેવા સંકોચનાં વચન છે.* ' લક્ષ્મીહૃદની પ્રસ્તાવનામાં રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ લખે છે કે કેટલેક કાળે આપણા આત્માઓ ફરતી દીવાલો બંધાય છે અને તે દિવાલો પડે છે ત્હાં સુધી દેખાતી નથી. બાલક સમાન આનંદાશ્ચર્યનું નયન અને મહાભક્તની સર્વ સારગ્રાહી બુદ્ધિભક્તિ હોય, ત્હેનો જ પ્રાણના વિકાસ સદન્તરનો છે: નહીં તો દીવાલોથી બંધાયેલી દૃષ્ટિનો માનવી સત્વના સકલ પ્રદેશ સફર કરી નથી શકતો, પણ માત્ર એક નગરવાસી જ રહે છે; અને તે નગરને જ સકલ સત્યપ્રાન્ત માને છે. એવા આગ્રહી પણ સંકુચિત દૈવનાં એવી પ્રતીતિ જ હોય છે કે પ્રભુ એક જ રીતે પ્રગટે છે. કોઇ શંકર તો કોઈ રાણાનાં માજીની પેઠે હેવી, કોઈ મીરાંબાઈ પેઠે કૃષ્ણ,

* શ્રીમદ્ભગવદ્ગીતામાં " હું "," મને " આદિ સર્વનામનો અર્થ પરમાત્મા જ થાય છે. ' વૃષ્ણિઓમાં વાસુદેવ હું છું ' અને ' આદિત્યોમાં વિષ્ણુ હું છું ' એમ કહેનાર તે વાસુદેવ ( કૃષ્ણ ) અને વિષ્ણુ ( દેવતાવિશેષ ) કરતાં પાર રહીને બોલે છે એ સ્પષ્ટ છે. ' ધર્મો ' એ બહુવચન પણ ઊંડા અર્થથી ભરેલું છે: ધર્મો–કર્તવ્યોના અનેકતાને ભેદી એની પાછળ રહેલી પરમાત્માને શરણ થવા રૂપ એકતા પ્રાપ્ત કરવાને અત્રે ઉપદેશ છે; કારણ, આમ થાય ત્યારે જ જીવનમાં સુશ્લિષ્ટતા–એકાર્થતા–એકરસતા આવે અને પરમ પુરુષાર્થ સિદ્ધ થાય. 'વસન્ત'ના તન્ત્રી.

તો તુલસીદાસજીની માફક રામ, કોઈ ક્રાઈસ્ટ તો કોઈ મહમ્મદ-ચન્દ્રની જેમ આન્તર દૃષ્ટિવડે માત્ર લક્ષ્ય: એમ એક એક કલાએ જ પ્રભુ પ્રકાશે છે એમ આગ્રહી જન માને છે અને અન્ય કલાઓની અવગણના-નિન્દા કરે છે. રાજનગરના આપણે નાગરિક કહીએ કે ઇંગ્લેન્ડ સરકાર તો આપણા નગર માત્રમાં જ રાજ્ય કરે છે તો, અથવા તો કહીએ કે આપણા કોટના બાર દરવાજાની અન્દર જ સૂર્ય પ્રકાશે છે, તો તે ખરૂં કહેવાશે? સર્વ સંપ્રદાયો ધર્મના નગર છે. પ્રકાશમય સર્વ સંચારી જગજ્જ્યોતીશ્વર પ્રભુ ધર્મના સર્વ નગરો ઉપર તેજ ઢોળે છે, એટલું જ નહિ પણ અધર્મને પણ તેજના કણ ધરે છે પ્રભુના પગલાં હૈયામાં છે, કુલમાં છે, સંસારમાં છે, રાજ્યમાં છે, પૃથ્વીમાં છે, વિરાટ રૂપે બ્રહ્માંડમાં છે, અને એથી એ દશાંગુલ તો શું પણ અણગણ અંગુલ પર છે તે 'એક છે, અનેક છે, પ્રકટો છે, નિકટો છે, એકરૂપ અનેક રાજે છે, પ્રેમ વિરાજે છે.' ઈશ્વર એક અદ્વિતીય છે, છતાં કોટિ કોટિ નામ ધારી છે, ઈશ્વર સર્જનવિધાને એક આશયી છે પણ અનેક લીલાઓનો રચનાર છે મત, વાદ, સંપ્રદાયના ઘણા મૂકી અન્તરમાં (ળીતા સત્ય ગોપ્યા રહેતા નથી. ગોવર્ધનરામભાઈ જ બીજે સ્થળે ગાય છે કેઃ—

> જગતને કહેજો કે હરિહર એક જ છે
> વૈકુંઠ વસે છે કે કૈલાસની મહીંય જ છે.

જેમે—

> "सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति"

એમ ગણ્યું છે એની દૃષ્ટિ મહા વિશાળ હતી, તેનું નયન સૂર્ય જેવું મહા પ્રતાપી કોટિ કોટિ કિરણરત્નું હતું તેથી સર્વે સ-વાંગે પ્રભુને નિહાળ્યો છે

મહાભક્તો મીરાંબાઈ અને તુલસીદાસ જેવાં એ સત્યથી અજાણ્યા રહ્યા હતાં: સરસ્વતીચન્દ્ર સમા વર્તમાન બુદ્ધિયુગના મનુષ્યની એવી ભૂલો ક્ષમાપાત્ર જ ગણવી ઘટે છે.

નંદનન્દન સાથે મીરા ત્યાગ રહ્યા, હરિજન મળ્યા મ્હેલે આવતા, નિત્ય ભજન તથા કીર્તન ઓચ્છવે હરિને લાડ લડાવતાં. સંશોધકો કહે છે કે કુમાર ભોજરાજજી કુંવરપદે જ દેવલોક પામ્યા અને મીરાંબાઈ આ વેળા વિધવા હતા. અને સંશોધકોના વેણને સમર્થન મીરાના એક પદમાંથી મળી રહે એમ છે.

મુખડાની માયા લાગી રે મોહન પ્યારા ! મુખડાની૦
મુખડું મ્હેં જોયું ત્હારું, આ જગતનું થયું ખારું;
મન મ્હારું રહ્યું ન્યારું રે, મોહન પ્યારા ! મુખડાની૦
સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું;
ત્હેને તુચ્છ કરી ફરી રે, મોહન પ્યારા ! મુખડાની૦
સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું;
ત્હેને ઘેર શીદ જઈએ રે, મોહન પ્યારા ! મુખડાની૦
પરણ્યું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મ્હારો;
રંડાવાનો ભે ટાળ્યો રે, મોહન પ્યારા ! મુખડાની૦
મીરાંબાઈ બલિહારી ત્હારી, આશા એક મ્હને ઉર ધારી;
હવે હું તો બડભાગી રે, મોહન પ્યારા ! મુખડાની૦

એ તે ખરું હો પણ પરણ્યા પછી નજીકના જ સમયથી એકાકિની જીંદગી અને તે દુઃખભારવાહિની જીંદગી પણ ન જીવવા દેવા માટેના જુલમ શરૂ થાય છે.

પ્હેલે જ પનઘડે મીરાંબાઇનાં નણંદ ભાભીને સમજાવવા જાય છે, કે ભાભી ! આ શા ઉત્પાત ? પીયર વગોવી હવે રાણાકુલને વગોવવા માંડ્યું છે. મીરાં નણંદને જ મ્હોમાં ઉપદેશે છે કેઃ—

'તહમે પણ જાઓ શીદ સાસરે રે બાઇ! તમા વટાળો શાને દેહ ? '

અને નણંદ સાથે રાણાજીને કહેણ કહાવે છે, કે 'વ્રત કરી હરીને' ભજો, અને સાસુને કહાવે છે કે હવે 'વૃદ્ધ થયા,' ગોવિન્દ ગુણ ' ગાવ. બાળાપણના સંસ્કાર ઉખેડવા અશક્ય હતા : તે ઉખેડવા મથવું તે વ્યર્થ હતું.

એક સમયે રાણાજીને કોઇએ ખબર કરી કે મીરાંના મ્હેલમાં મીરાં કોઈ પુરુષ સાથે એકાન્તે છે. ઉગ્ર રાજપુત્ર તરવાર ખેંચી મીરાંને મ્હેલે ગયા અને જોયું તો મીરાં એકલાં. ઝાંખા પડેલા રાણાને મીરાંને પૂછ્યું કે પેલો પુરુષ ક્યહાં છે ? મીરાંએ કહ્યું:—

ક્યહાં છે પૂછો શું ગણા ' રાણામાં રે, એ તો સઘળે વસે છે ભરપૂરઃ
ધ્યાનમાં જૂવે જોગી, પ્રેમી પ્રત્યક્ષ પેખે, રહે છે દુષ્ટ થકી દૂરઃ
મીરાંમન મોહન-શું માન્યં.

'રાણાજી ! પ્રેમભક્તિ વડે પરબ્રહ્મ ભજો તો ત્હેનાં દર્શન થાય.'

રાણાનો રોષ ભભૂક્યો વધ્યો અને સમશેરનો ઘા કર્યો તો મીરાં બે દીઠાં. મીરાંને મારવા ખડ્ગ ઉગામ્યું તો ' હરિએ દેખાડ્યાં મીરાં ચાર. ' પશ્ચાત્તાપી રાણાજી પાછી મ્હેલે પાછા ફર્યા.

પ્હેલે જ પગલે ઠીક થયેલી તે મીરાંનું સૌભાગ્ય વધ્યું જ નહીં, ઉલટું જ નહીં દિન પર દિન અન્તરપટ ગુણાતા ગયા, રાગ અનરાગ ગયા. વળી સર્વ શા રા સ્થાનના ગજેન્દ્રને કલંક કરનાં મનુ આદરણીય હતું. મીરાંના મૃત્યુનાં સાધન હવે યોજાવા માંડ્યાં એક

વેળા એક પેટીમાં વિખનાગ પૂરી પેટી મીરાંને મોકલાવી અને કહાવ્યું કે આમાં સેવવા જેવા શાલીગ્રામ છે. ગજ્જરાને શ્રદ્ધા રાખી મીરાંએ પેટી ઉઘાડી તો મહીંથી સુન્દર શાલીગ્રામ નીકળ્યા 'કુસ્ની દાસીએ ગીધુ મોકલ્યા,' કાંઈ ન વળ્યું. અને હલાહલ ઝેર ઘોળ્યું અને તેનો પ્યાલો ભરી રાણાજીએ મીરાંને મોકલ્યો અને દેરાણીએ કહાવ્યું કે પ્યાલામાં કૃષ્ણપ્રભુનું ચરણામૃત છે. સોનાનો પ્યાલો હાથમાં

લીધો મીરાંએ મન મગ્ન થઈ રે, પ્રભુને દેખાડી કર્યું પાન,
અમૃત સરીખું થઈ ગયું, એને સમરથ મળ્યા ભગવાન:

મીરાંમન મોહન શું માન્યું.

વૈષ્ણવ સંપ્રદાયી મહારાણી મીરાંબાઈ ઉપર સંસાર અને સગાંઓની આટલી પ્રાણહારી અવકૃપા કેમ? આટલા અભાવ અને જુલમ શાને? એ કૌતુકના પ્રશ્ન આપણને સહજ થાય છે. સૂર્યવંશી રાણાકુલ શિવમાર્ગી હતું, એકલિંગ મહાદેવનું ભક્ત હતું એ એક ઉત્તર છે, પણ તે સર્વાંગી ઉત્તર નથી. પરમ વૈષ્ણવ મહેતા નરસિંહને પણ એવી ગજ્યમમાગની વીટંબણાઓ વેઠવી પડેલી એ શાથી? ઉત્તર જનસમૂહના સ્વભાવમાં છે. મનુષ્યમાં જીવ છે તેમ જનમંડળ પણ જીવવન્તું છે: એના પણ સ્વભાવ અને સ્વભાવજન્ય ગુણદોષ હોય છે. એ જુલમના નિરાકરણના મૂળ ત્યાં ઊંડાં શોધવાનાં છે.

આજનો આપણો સંસાર ઇતિહાસના વેણ માનશે કે સ્વામી-નારાયણના સંપ્રદાયમાં જનાર જનને ન્યાત બહાર મૂકતા? સત્ય તે કલ્પના કરતાં પણ વિશેષ કુતુહલમય છે. ભૂતકાલ જો પોતાનો ભંડાર ઉઘાડે તો એકેક સત્યનાં એવાં અજવાળાં થાય કે આપણે અત્યા-

એ પોષોમો વર્ષ ઉપર ગુજરાત સ્વામીનારાયણના પન્થનું દીર પરીક્ષતો હતો. હવે એ પરીક્ષાની અવધિ પૂરી થઈ છે. કાવ્યનાં નવલ તે જૂના થયા અને આપણા સંસારે હેમને હૃદયમાં સ્થાન આપ્યાં. નવલવાદીઓને સંસારશાસ્ત્રના આ સૂત્રનો બોધ મનનયોગ્ય છે: નિરાશામાં આશા પ્રગટાવજો, દિલગીરીમાં દીલાસા દેજો.

મેવાડથી મીરાં હવે કંટાળ્યાં હતાં: જીવનના ભયથી નહીં પણ ભક્તિમાં વારંવાર પડતા ભંગથી: તેથી મીરાંએ મેવાડથી દેશવટો લીધો. મીરાં મેવાડથી મેડતે જઈ ત્યાં, કે મેવાડથી પરભાર્યાં વૃન્દાવન થઈ દ્વારિકામાં અખંડ વાસ કીધો, કે મેડતે થઈ દ્વારિકા જઈ ત્હાંથી વૃન્દાવન ફરી પાછાં દ્વારિકાં આવી રહ્યાં, એ યાત્રાનો ક્રમ સંશયગ્રસ્ત છે. ' બિંદ્રાવન કોનજીના ઠાકોરનું ' સલામ મોકલતાં તે મીરાં ' ગુણસાગરનું ' સવામ ભજતાં ગયાં, અને યમુનાજી ન્હાયાં, અને ગાયુ કેઃ—

એ બિનતિ ચિત્ત ધરીએ, શ્રી જમનાજી ! યે બિનતી ચિત્ત ધરીએ;
ગીરધરલાલ મુખારવિંદ રતિ જન્મ જન્મ મોહે કરીએ :
શ્રી જમનાજી ! યે બિનતિ ચિત્ત ધરીએ.

વળી પદ છે કેઃ—

હાંરે ચાલો ડાકારમાં જઈ વસીએ;
હાંરે મ્હને લેહ લગાડી રંગ્મીએ રે—ચાલો.

* * * *

ચન્દ્રવદન રસીયામણી આંખ્યો;
કારે મુખડું સુંદર ભાળીએ રે—ચાલો.

રૂમઝુમ રૂમઝુમ નેપુર બાજે,
હરિ મન મોહ્યું મ્હારૂં ગોસ્વામીએ રે—ચાલો.
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધર નાગર,
હરિ અંગોઅંગ જઇ મળીએ રે—ચાલો.

વળીઃ—

મેરો મન હરી લીયો રાજા રણછોડ.

અને,

સાંઢવાળા સાંઢ શણગારજે રે જવું સો સો રે કોશ;
રાણાજીના દેશમાં મ્હારે જળ રે પીવાનો દોષ.
ગોવિન્દો પ્રાણ અમારો રે, મને જગ લાગ્યો ખારો રે;
મને મ્હારો રામજી ભાવે રે, બીજો મ્હારી નજરે ન આવે રે;
છાંડ્યો મેડ્યો મેવાડ રે મીરાં, ગયાં પશ્ચિમ મ્હાંય;
સરવ છોડી મીરાં નીસર્યાં જેનું માયામાં મનડું ન હાય.
ગોવિન્દો.

એ રાગે પદો ઉપરથી એમ જણાય છે કે વૃંદાવન આદિ આસારજીની યાત્રા કરી મેવાડ ત્યાગી મીરાં દ્વારિકામાં જઇ વસ્યાં.

માસુ અમારી શુષ્મણા રે સસરો પ્રેમસન્તોષ :
જેઠ જગજીવન જગતમાં, મ્હારો નાવલિયો નિર્દોષ : ગોવિન્દો.
ચુંદડી ઓઢું ત્હારે રંગ રૂપે રે રંગબેરંગી હોય :
ઓઢું હું કાળો કામળો, દુજો ડાઘ ન લાગે કોય : ગોવિન્દો.
મીરાં હરીની લાડણી રે રહેતી સન્ત હજુર :
સાધુ સંઘાતે સ્નેહ ઘણો, પેલા કિપટીથી દૂર : ગોવિન્દો.

મેવાડના મહારાજા 'વિલક્ષણી' હતા અને મેવાડની મહારાણીએ મુગટ ઉતારી વૈરાગ્ય લીધો. આ વેળાનું મીરાંનું સ્વતન્ત્ર મહાત્મ્ય હતું. મીરાંનું એક પદ છેઃ—

કરના ફકીરી, ક્યા દિલગીરી ? સદા મગનમેં રહેનાં રે,
કોઇ દિન વાડી, કોઇ દિન બંગલા, કોઇ દિન જંગલ સોના રે :
કરના ફકીરી૦
કોઇ દિન હાથી, કોઇ દિન ઘોડા, કોઇ દિન પાંઉસે ચલના રે,
કોઇ દિન ખાના, કોઇ દિન પીના, કોઇ દિન ફક્રમ ફકા રે.

રાજરાજેન્દ્ર ચિતોડનાથનાં રાણીજીને ' કોઈ દિન ફક્રમ ફકા ' ચના, રથસુખપાલનાં ભોક્તાને ' કોઇ દિન પાંઉસે ચલના, ' મહેલ ઉદ્યાનનાં વાસીને ' કોઇ દિન જંગલ સોના ': એ સર્વ ચિત્તવેધક ચિત્ર નથી ? પણ આન્તરદીપક જેનો પ્રગટ્યો છે અને મહાજીવનના અગમઘાટ ઝળકાવી રહ્યો છે તેના અંતરના રત્નરાશિ લૂંટી લ્યો પણ શું ? મીરાં હૃદય-વિભૂતિમાં રમતાં, તેમને પાર્થિવ સુખલોભ રહ્યો ન હતો. એ વિશે મીરાંએ—

પ્રેમે નિરખ્યા શ્રી રણછોડ,
વાન પૂરીને પ્રભુની પાસે રહ્યાં સદા, ભાંગ્યા છે મનના કોડ;
મીરાંમન મોહનશું માન્યુ.

પણ મેવાડમાં રસની રેલ નવળી વ્હેવા માંડી. ભરતખંડના ગર્જ્જકક્ષત્રિશિરોમણિનાં રાણી પરદેશમાં ભટકે એની અયોગ્યતાની બુદ્ધિથી કે કાં તો ભક્ત અને કવિ એવી સદ્ગુણભના પત્નીના પ્રેમની અતિ બડી લાડી આન્તર વાસનાથી રાણાજીનું મન અન્તે ફર્યું અને મીરાંને તેડવા

ઉપરાઉપરી તેડાં મોકલ્યાં રે આવીને લાગ્યા સહુ પાય;
માજી ! પધારો મેવાડમાં વ્હેલાં, રાણાજી તો અન્ન ન ખાય :
મીરાંમન મોહનશું માન્યું.

પ્હેવાં તો મીરાંએ આવું કંઇક કહાવ્યું હશે:—

આજ મ્હારે સાધુજનનો સંગ રે રાણા ! મ્હારાં ભાગ્યે મળ્યાં રે.
સાધુજનનો સંગ જો કરીએ, પીઆજી !
ચ્હડે તે ચોગણો રંગ રે : મ્હારાં ભાગ્ય૦
અડસઠ તિરથ સન્તોને ચરણે, પીઆજી !
કોટી કાશી ને કોટી ગંગ રે : મ્હારાં ભાગ્ય૦

ક્ષત્રિયરાજનો સ્નેહ પ્રજ્વળી ઉઠેલો હતો: ત્હેને કંઇ એવા ઉત્તરે સન્તોષ ન આપ્યો. બીજો બીપ્મસન્દેશ કહાવ્યો:—

" જ્યાર લગી ત્હમે રહેશો દ્વારિકાં રે ત્હાં લગી કરું અપવાસ :"

રાણાજીનો આગ્રહ મીરાંએ અન્તરનો નિરખ્યો : પણ મીરાં પ્રભુભક્ત હતાં, આજ્ઞા વિના પગલુ પાછું ભરે એમ ન હતાં. તેથી રજા માગવાને મીરાં ' આવ્યાં શ્રીપ્રભુની પાસ. ' વિનતિ સાંભળીને હરિએ મીરાંને—

હસી ચાંપ્યાં હૃદિયા સાથ :
શ્રી કૃષ્ણસ્વરૂપમાં સમાઇ ગયાં રે મીરાં, જૅ જૅ શ્રી દ્વારિકાંનાથ:
મીરાંમન મોહનશું માન્યું.

બાબુ હીરનપ્રસાદ મીરાંનો જન્મ સંવત્ ૧૪૭૫માં અને દેહત્યાગ સંવત્ ૧૫૯૬ માં કહે છે. મુંબાઈ સમાચારના સંશોધક લેખક મીરાંબાઇની સમતિથિ સંવત્ ૧૫૭૩ આપે છે એટલે જન્મતિથિ આશરે સંવત્ ૧૫૬૦ અનુમાન થાય: ને વિદ્વાન્ મૃત્યુતિથિ સંવત્ ૧૬૦૩ આપે છે.

ચમત્કારોથી ભરેલી, દન્તકથાઓથી રંગાએલી, ઇતિહાસના

વિરોધોથી છંટાયલી મીરાંની જીવનકથા આંપી છે. મારવાડ મેવાડ અને ગુજરાતના ઇતિહાસ ઉપરથી જ્હારે અન્ધકારના પડદા ઉપડશે ત્હારે આ જીવનકથની પણ નવી પ્રકાશની હોય એમ પ્રકાશશે.

મીરાં અને મીરાંના ધર્મ વિશે એકાદ બે પ્રશ્ન ચર્ચી આપણે સમાપ્ત કરીશું. કેટલાક મીરાં વિશે અર્વાચીન પ્રશ્ન કરે છે કે મીરાં ભક્ત હતાં કે કવિ ? જાણે ભક્ત અને કવિ એ વિસંવાદી શબ્દો હોય ! મીરાં ઉભય હતાં. ભક્તશિરોમણિઓમાં મીરાં ઝળકે છે અને ઝળકશે: કોઇ હજી એમનું એ પદ છીનવી લેવા મથ્યું નથી, મથશે નહીં: મથશે ત્હેને સૂર્ય ઢાંકવા નાંખેલી ધૂળ આંખ્યમાં પડ્યા જેવું થશે.

મીરાં કવિ હતાં કે નહીં ?—એ પ્રશ્ન કરનારા એક દલીલ આગળ લાવે છે કે મીરાંએ પોતાનાં કાવ્યોને કાવ્યો ગણી રસાલંકારથી શણગારવા યત્ન કર્યો નથી. પ્રશ્નકારોને સ્હામો પ્રશ્ન એટલો જ કરીશું કે સ્વાભાવિક રીતે, સરલતાથી, વિનાયત્ને ગાઇ શકે તે કવિ નહીં અને શ્રમસાધ્ય-સ્મૃતિજન્ય કાવ્યો લખે એ કવિ: એવો કીયા રસશાસ્ત્રનો નિયમ છે ?

ઇંગ્લિશ અક્ષરજીવનમાળામાં મેકોલેનો ચરિત્ર ચીતરનાર મોરીસન એક સવાલ ચર્ચે છે કે મેકોલેએ "Lays of Ancient Rome" નામનાં અને બીજાં કેટલાંક સારાં, ઉત્સાહી, વીરરસનાં કાવ્યો લખ્યાં છે તો મેકોલેને કવિ ગણી શકાય કે નહીં ? એ પ્રશ્નના ઉત્તરમાં ના કહી એ લેખક લખે છે, કે કેટલાંક વર્ષે શ્રમસાધ્ય સારાં કાવ્ય હાલનો કોઇ પણ સુશિક્ષિત જન લખી શકે. વાંચને અને સ્મૃતિથી મેકોલેએ કાવ્યો લખ્યાં અને નન્દશંકરભાઇએ "કરણઘેલો" લખ્યો. મોરીસન કહે છે કે કેટલાંક વર્ષે ઘડી ઘડીને સારાં કાવ્યો

વખાણનાર મેકોલે કવિ ન હતો પણ રસિક હતો: થોડાંક અઠવાડિયામાં “ Revolt of Islam ” નાં બાર પુસ્તકનું પૂર જોસપટે વહેવડાવનાર શેલી તે કવિ હતો. જેની રગેરગમાં કવિતા ઉભરાઈ રહી છે, જેનું હૃદય કવિતારસથી છલોછલ છલકે છે એ કવિ. એરિસ્ટોટલનું એક નીતિસૂત્ર છે કે:—પુણ્યનાં રડ્યાં ખડ્યાં કામ કરે તે પુણ્યવાન્ નહીં: મહાપાપીઓ કદી કદી પુણ્યનાં કામ કરે છે. એવું જ રસસૂત્ર આપણે બાંધી શકીએ કે રડીખડી સારી કવિતાઓ લખી જાણે તે કવિ નહીં, પણ જેનો સર્વાંગી હૃદયભાવ જ કવિતા છે તે કવિ. યત્ન કરી મનુષ્ય પણ કોકિલ જેવું બોલી શકે છે: પણ એ રસવાદી નરને કોઈ કોકિલ કહેતું નથી. બોલે ત્હારે નિરન્તર માધુરી વહેનાર જ કોકિલ. કવિની આ વ્યાખ્યા વર્તમાન યુગના કવિમાં ગણાતા મધ્યના રસિક વર્ગને કદાચ અખરશે. મીરાંનાં અનેકાનેક પદો ઉપરથી લાગે છે કે જ્યારે જ્યારે મીરાં બોલતાં ત્યારે ત્યારે તે ગાતાં. ભજન, નૃત્ય, એકતાર, કીર્તન: એ એમનાં આખા જીવનના સંગાથી હતાં. અણગણ્યાં પદોમાંથી બિન્દુ લઈએ: પણ થોડાંક શીકર સાગરનું શું ભાન કરાવશે?

હાંરે કોઈ માધવ લ્યો માધવ લ્યો.
વેચંતી વ્રજનારી રે, હરિ કોઈ માધવ લ્યો૦
માધવને મટુકીમાં ઘાલી, ગોપી લટકે મટકે ચાલી રે;
હરિ કોઈ માધવ લ્યો૦

---

પ્રેમની પ્રેમની પ્રેમની રે, મ્હને લાગી કટારી પ્રેમની.
જળ જમનામાં ભરવા ગયાં'તાં, ત્યાં હતી ગાગર માથે હેમની રે:
મ્હને લા૦

કાચે તે તાંતણે હરિજીએ બાંધી, જેમ ખેંચે તેમ તેમની રે;
મ્હને લાગી૦

---

હે લાગી મ્હને ત્હારી, અલ્લાહ ! હું લાગી મ્હને ત્હારી.

---

ક્યાંરે ગયો રે પેલો મોરલીવાળો, અમને રાસ રમાડી રે ? ·
રાસ રમાડવાને વનમાં તેડ્યાં, મોહની મોરલી સુણાવી રે.

---

કાગળ કોણ લઇ જાય રે મથુરામાં વસે મેવાસી,
મ્હારા પ્રાણ પીઆરા—કાગળ૦
એ રે કાગળમાં ઝાઝું શું લખીએ ?
થોડે થોડે હેત જણાય રે, મ્હારા પ્રાણપીઆરા.

---

જાણ્યું જાણ્યું હેત ત્હમારૂં જાદવા રે લોલ,
હેતજ હોય તો હઇડામાં વરતાય જો;
અમે ત્હમારી આંખડીએ ઓળખાણાં રે લોલ,
વ્હાલપ હોય તો નયણાંમાં ઝળકાય જો :
( સત્યભામાનું રૂસણું )
ધારજની વાતો ધરથી જાણી નહીં રે લોલ,
પ્રીત કરીને પરવશ કીધા પ્રાણ જો;
કાળજડાં કોરીને ભીતર ભેદીયાં રે લોલ,
મીટલડીમાં માર્યાં મોહના બાણ જો—જાણ્યું જાણ્યું૦

---

રાધેકો ગજરો, પ્યારીજીકો ગજરો,
હે કોઈ રાધે રાણીજીકો ગજરો.
મેં જબ જમુના જાતી બગીચેકો, ભર લાઈ ગગરો,
બિખર આઈ ગજરો:—રાધે૦
તુમ મત જાનો અચ્છો હૈ ફુલનકો,
રતન જડીન મોતીયાં હે દે ગજરો—રાધે૦

---

વાછરડી હારેડી હો લાલ ! હ્હારી વાછરડી રે,
ઓવડ એવડ નાડી બાંધી, ત્રેવડ નાડી તોડી: હો લાલ !૦

---

મીરાંના કાવ્યસાગરમાંના આ સવિ કહ્યું છે: વધારે જોવા અત્યારે આપણને અવકાશ નથી એક પદ જોઈએ જે બતાવે છે કે મીરાં સૌકવિ હતાં:

મુજ અબળાને મ્હોટી મીરાત બાઈ ! શામળો ઘરાણું
મ્હારે સાચું રે: ટેક.
વાળી ઘડાવું વિઠ્ઠલવર કેરી, હાર હરીનો મ્હારે હૈયે રે:
ચીતમાળા ચતુર્ભુજ ચુડલો, શીદ સોની ઘેર જઈએ રે ?—મુજ૦
ઝાંઝરીયાં જગજીવન કેરાં કૃષ્ણજી કલ્લાં ને કાંબી રે,
વિંછુવા ઘુઘરા રામનારાયણના, અણવટ અંતરજામી રે—મુજ૦
પેટી ઘડાવું પુરુષોત્તમ કેરી, ત્રીકમ નામનું તાળું રે,
કુંચી કરાવું કરુણાનંદ કેરી, તેમાં ઘરાણું મ્હારું રે—મુજ૦
સાસરવાસો સજીને બેઠી, હવે નથી કાંઈ કાચું રે,
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરનાગર હરીને ચરણે જાચું રે—મુજ૦

મણિમાળાઓ મેવાડમાં ઉતારી, 'સાચું શામળાનું ઘરેણું' મીરાંબાઈએ પહેર્યું હતું. કવિતા આવી સ્વાભાવિક, સરલ, ઉછળતી, સ્નેહાળ સુંદરી કવિતા સરિખડી સુંદર છે. મીરાં બર્ન્સના વર્ગનાં કવિ હતાં. સદ્ભાગ્યે પરભોમથી આવી આપણા પ્રાંતમાં પરિમળતા એ પુષ્પનાં મૂલ્ય આપણે પૂરેપૂરાં કદી વાળી શકીશું ?

મીરાંનો ધર્મ કૃષ્ણભક્તિનો વલ્લભ સંપ્રદાયને મળતો હતો. પુરાણપંથીઓ ઉપર એવા આક્ષેપ કેટલીક વેળા થાય છે કે મીરાંના શુદ્ધ સ્નેહી હૈયાંની પણ પ્રભુના સ્વરૂપની કલ્પના અને ભક્તિ વિશેના વિચાર અતિ જડ સ્થૂલવંતા અને અણુવિકસ્યા હોય છે. આ આક્ષેપ ખોટા છે કારણ કે ભક્તિ અને પ્રભુદર્શનની પ્રેરણા એ હૈયાની પ્રવૃત્તિઓ છે એટલે હૈયાં શુદ્ધ અને સ્નેહાળ છે એમ કહ્યા પછી બીજા આક્ષેપનું કારણ રહેતું નથી. બુદ્ધિના બાલક સ્નેહ, પૂજા અને ભક્તિ સમજી શકે છે; અને સ્નેહ, પૂજા, ભક્તિના અભિષેકને યોગ્ય મહાપ્રભુને પણ ઓળખી શકે છે. મીરાં સાક્ષર ન હતાં એમ લાગે છે, છતાં તેમના ભક્તિ વિશે અને પ્રભુ વિશેના ભાવ ઉન્નત અને આ 'સાક્ષરશિરોમણિ' ઓના જમાનામાં પણ બોધક હતા. તેમનાં બે પદ જર કડી આપણે ગાઈ જઈએ:--

મીરાં ભક્તિ કરત હે પ્રગટકી, નાથ ! તુમ જાનત હો સબ ઘટકી.
નાહી ધોઈ મીરા લે સમરણી તો પૂજા કરત સીતાપતકી,
સાલીગ્રામકું તુલસી ન્હડાવે, તો ભાલતિલક બીચ ટીપકી--મીરાં.

રામમંદિરમેં મીરાંબાઈ નાચત, તાલ બજાવત ચુટકી;
રૂમઝુમ રૂમઝુમ બાજત ઘુઘરા, લાજ તજી ઘુંઘટકી--મીરાં.

વિષના પ્યાલા રાણાજીએ ભેજ્યા, સાધુ સંગત **મીરાં** અટકી,
ફરી ચરણામૃત પી ગઇ **મીરાં** અમૃતકી જેસી ઘટકી—મીગ.

સુરત મેરા પર ચાલીયે ધારી તો શીર ગાગરપર મટકી,
**મીરાં** કહે પ્રભુ ગીરધરનાગર, સુરતા ચલી જેની નટકી :
**મીરાં** ભક્તિ કર હૈ પ્રગટકી, નાથ ! તુમ જાનત હો સબ ઘટકી.

સાવીઆમને તુલશી ચ્હડાવતાં કે ભાવતિલકમાં ટિપકી પૂરતા, શ્રીનાથજીની પૂજા કરતાં કે રામમન્દિરમાં નૃત્ય આદરતા, અથવા તો મહાવિષનો પ્યાલો હોઠે માંડતાં **મીરાંની** એક જ દૃષ્ટિ હતી: સુરતા અડગ હતી: પનીહારીની બેડા ઉપર હોય છે તેવી, દોર ઉપર ચાલતા નટના જેવી. પૂજા, મેવા, નૃત્ય કે મહાવિષ યોજના એવી એક સુરતા રાખનાર ભક્ત હમણાં કેટલા છે ? **મીરાં** "**एक मेवाद्वितीयम्**" તો જાણતાં જ હતાં. ઉપરાન્ત એ એક ઉપર અખંડ દૃષ્ટિ માંડી રાખતાં પણ જાણતાં હતાં. યોગ કે ભક્તિનું આથી ઊંચુ પગથિયું હજી શોધાવાનું બાકી છે.

મેં તો લીયો હૈ **સાંવરીઅને** મોલ, માંઈ મેં ! તો લીઓ હૈ
કોઇ કહે સુંગો, કોઇ કહે મુગો :
મેં તો લીયો હૈ હીરાસુ તોલ—માંઇ !૦
કોઈ કહે હલકો, કોઈ કહે ભારી,
મેં તો લીયો હૈ તાકડીએ તોલ તોલ—માંઇ !૦
કોઇ કહે છાને, કોઈ કહે ચોરે,
મેં તો લીયો હૈ બાજતે ઢોલ—માંઇ !૦
કોઇ કહે ઘટતો, કોઇ કહે બઢતો,
મેં તો લીયો હૈ બરાબર તોલ—માંઇ !૦

કોઈ કહે કાળો, કોઈ કહે ગોરો,
મેં તો દેખ્યો હે ઘુંઘટપટ ખોલ—માઈ !૦
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
મ્હારે પુરવ જનમનો હે કોલ—માઈ ! ૦

આ બે પદ પછી અમને તો શક રહેતો નથી કે મીરાંએ "ઘુંઘટપટ ખોલી" ને પ્રભુનાં દર્શન કીધાં હતાં અને પરમાનન્દ પ્રકાશ પામ્યા હતા.

મીરાંની જીવનકથામાં એક વાત મશહુર છે જે ત્હેમના ધર્મનું વલણ દર્શાવે છે. વૃંદાવનની યાત્રાએ મીરાં ગયા ત્હારે ત્હાં એક જીવા ગોસાઈ રહેતા હતા. મીરાંને ત્હેમનાં દર્શનની વાંછા થઈ હતી પણ ગોસાંઈજીએ કહાવ્યું કે પોતે કોઈ સ્ત્રીનું મુખ જોતા નથી. મીરાંએ ઉત્તર મોકલ્યો કે:

આજ લગી હું એમ જાણતી જે વ્રજમાં કૃષ્ણ પુરુષ છે એક;
વૃંદાવન વસી રહી પુરુષ રહ્યા છો, ત્હેમાં ધન્ય ત્હમારો વિવેક.
મીરાંમન મોહનશું માન્યું.

એ મર્મવચન સુણી જીવા ગોસાંઇ મીરાંના દર્શન કાજે ગયા.

કૃષ્ણભક્તિ કેટલીક રીતે મુસલમાનોના સુફીવાદને મળતી આવે છે અને કેટલીક રીતે ત્હેનાથી જૂદી પડે છે. ઉભયનો પાયો પ્રેમની મસ્તી ઉપર છે એ એક મુદ્દાની વાત મળતી આવે છે. મીરાંબાઈ અને નરસિંહ મેહેતાના પદ બહુધા શાન્ત છે, દયારામભાઈના જેવાં ઉન્મત્ત નથી; છતાં મીરાંના પદસંગ્રહમાંથી પણ મસ્તીના પદ વીણ્યાં જડશે:

મોહન ભાંગ પીવાઈરે, કદંબ નીચે મોહન ભાંગ પીવાઈ;

જલ જમુનાકો શીતલ પાની, ગાગર ભર કર લાઇ રે—કદંબ૦
સોનેકી કુંડી નેત્રપેકા લોટા, કુંડી એ ગ્નન જરાઇ રે—કદંબ૦
કૃષ્ણએ વાટી ને બલદેવે ઘુંટી, રાધાએ સાકી સહાઈ રે—કદંબ૦
સોનેકા પ્યાલા તુમ પીઓ મતવાલા, અખીઆમેં લાલી લગાઇરે—કદંબ૦
મીરાં કહે પ્રભુ ગીરધરનાગર, ચરનકમલ ચીત લાઇ રે—કદંબ૦

---

બાઇ મીરાં રમટીવાની, મેરા દરદ ન જાનત કોય—ટેક.
ઘાયલકી બાત ઘાયલ જાને, સો કોઇ ઘાયલ હોય,
સુલી જો ઉપર સેજ અમારી, પે કણ બીધ સુર હોય. બાઇ૦
જડબુટીને બેવા કારજ નાંહી, નેક વીષક રાગ જોય,
મીર કહે પ્રભુ ગીરધરનાગર, બેદ સાંવરીઓડ હોય. બાઇ૦

---

પ્રભુની પરાભક્તિને ભાંગ કે દારૂની ઉપમા આપવાથી કે આત્મિક યોગવાંછને દીવાનાપણું કહેવાથી શું વિશેષ અર્થ સરતો હશે એ તો એ મતાનુયાયી નાહિં સમજાવે ત્હારેઃ પણ એવી રીતિની કવિતાની અધમતા એટલે નથી આવે છે કે હાફિઝ કવિ એક ગઝલમાં પુકારે છે કે 'દારૂ લાઓ અને એક ચૌદ વર્ષની છોકરી લાઓ.' આ રીતીના કવિઓ ભૂલી જાય છે કે ભક્તિ એ નાત્વિક ભાવ છે અને મસ્ની એ સાત્વિક ભાવ નથી. એટલે ભક્તિ એ પ્રેમની મસ્ની નથી અને તેથી ભાંગ, ગાંજો કે દારૂની ઉપમાઓ અવળે માર્ગે જ દોરવામાં કે અવળા માર્ગ ઢાંકવામાં જ માત્ર મદદરૂપ થાય છે.

આ ધર્મની ફિલસુફી તેમ જ આચાર એવા હોવા જોઇએ કે

નરનારી ઉભય તે સમજી, ગ્રહી, આચરી શકે. પુરુષ તેમજ સુન્દરીમાં આત્મા છે. અને ઉભયના આત્માને વિકાસ, વિશુદ્ધિ અને ઉન્નતિની જરૂર છે એટલે પ્રભુનો યોગ અને તે સાધ્ય કરનાર ધર્મસિદ્ધિ પણ નરનારી ઉભયને માટે જ હોવી જોઈએ. સુફીવાદ તેમ જ કૃષ્ણભક્તિ બન્ને આ બાબતમાં અધૂરાં પડે છે. સુફીવાદમાં પ્રભુને પત્ની માની પત્નીભાવે ભક્તિ કરે છે. આ મત સુંદરીઓની ધર્મમાં અવગણના કરે છેઃ કારણ કે સ્ત્રીવર્ગ પ્રભુને પોતાની પત્ની શી રીતે માની શકે? પતિની પત્ની હોય પણ પત્નીને વળી પત્ની કેવી ? સુફીવાદ માત્ર પુરુષોને માટે જ છે: સ્ત્રીવર્ગ એ ગ્રહી-આચરી ન શકે એટલી એમાં અપૂર્ણતા છે.

કૃષ્ણભક્તિમાં પ્રભુને પતિ માની તે પતિભાવે ભક્તિ કરે છે. એ એક મુદ્દાની વાતમાં કૃષ્ણભક્તિ સુફીવાદથી જૂદી પડે છે. પણ એમાંય તે સુફીવાદના જેવી જ અપૂર્ણતા છે. સ્ત્રીવર્ગ કૃષ્ણભક્તિ સમજી શકે અને પ્રભુની પતિભક્તિ આચરી શકે; પણ પુરુષો પોતે સ્ત્રી શી રીતે થાય અને પોતાના વરની પૂજા શી રીતે આદરી શકે એ સમજવું અશક્ય છે. પત્નીની પત્ની હોઈ શકે નહીં, તેમ પતિનો પતિ પણ આપણે જોયો નથી. નવું સંસારવિધાન રચાય તો ત્હેમાં કદાચ સુફીવાદ અને કૃષ્ણભક્તિની અપૂર્ણતાઓ કોઈ નવલ સંસાર-શાસ્ત્રીઓ ઘટાવી શકે. સંસારમાં તો વરને વહુ કે વહુને વર કરવાં એવા રૂપરૂપાંતરના ભાવ અજાણ્યા છે.

સુફીવાદ તેમ જ કૃષ્ણભક્તિના ધર્મવૃક્ષોએ અનીતિનાં અનેક કવફુલ બેસી ચૂક્યાં છે, અને એ સૌનુ જીવનકારણ ત્હેમના મૂલ સૂત્રો જ–એ પતિ કે બે પત્નીઓ કરવામાં જ છે. પતિ-પત્નીના અને

અનુ-પ્રભુના સંબંધ જાતિસ્વભાવે જ જુદા છે એ સત્ય વીસરવાથી જ સુફીવાદ કે કૃષ્ણભક્તિ જેવા સંપ્રદાય રચાઇ કે પ્રચલી શકે.

છતાં એ ઉભય માર્ગમાં મહાસત્યો છે જેને દુનિયાનો ઇતિહાસ સમર્થન આપે છે, તેમ ધર્મશાસ્ત્ર–Science of Religion–પણ પોષે છે. ધર્મનાં બીજ હૈયામાં છે, ભક્તિ તે એની કલા છે. પ્રભુના પરમ દર્શનને અર્થે ભક્તિ સમાન અન્ય સાધન નથી. એ બધાં સત્યો સુફીવાદ તેમજ કૃષ્ણભક્તિ ત્હેમની ભુલ્યોમાંથી પણ વીરહાક મારી પુકારે છે. પૃથ્વીપ્રદક્ષિણા કરી દેશદેશના સંપ્રદાય, મન્દિરો, પૂજાવિધાન સહુ નીરીક્ષશું તો સહજ જણાશે કે માનવકુલે ભક્તિમાર્ગ સ્વીકારવાનો સંપ કીધો છે. આપણા ભારતવર્ષે પણ અન્ય સર્વ માર્ગોનો તિરસ્કારી દુનિયાને પગલે પગલે જ એ માર્ગને આદર દીધો છે. આપણા આવાસો ઉપર ફરકતા ધ્વજપટ, આપણા કાનમાં વ્હેતા ભજનકીર્તન, આપણા નયન ભરતાં ભક્તજન્દનાં ટોળે ટોળાં: સૌ એક જ–એ જ સત્ય દર્શાવે છે. જ્ઞાન કે હઠયોગના અન્ય માર્ગ જેઓ ઉપદેશે છે તેઓ મહાપ્રજાઓને પગલેથી, અનુમહારાજના વંશના પન્થેથી હિન્દને દૂર કરવા મથે છે. હિન્દુસ્તાનના દુનિયાના ઇતિહાસમન્થનનું સત્ય ઉથાપવાની ત્હેમને શીર જવાબદારી છે.*

ન્હાનાલાલ દલપતરામ કવિ.

---

* "વસન્ત" સં. ૧૯૫૯ માંથી. મીરાંબાઇનું વિસ્તૃત જીવનચરિત્ર રા. રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાએ લખ્યું છે, અને તે શ્રી સયાજી સાહિત્યમાળાના એક મણકારૂપે બહાર પડેલ છે.

જો. અ.

૪.

# ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી.*

૧

સરસ્વતીચન્દ્રની સ્નેહમુદ્રાનો આદર્શ, ગરવી ગુજરાતનાં દેશભક્ત બાળકોને જેના ચારુત્તર સાધુજીવનમાં જ અપરોક્ષ થાય છે, તે દેવર્ષિ ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠીના દેહવિલયની ધન્ય પળનો આજે સંવત્સર.

કૃતકૃત્યતાનાં અવકાશ, સાધન અને સિદ્ધિ અપાવનાર જન્મ, જીવન અને અવસાનની અનુભવપરંપરાને અંતે માનવીનું દેવજીવન એવું તો સંસિધ્ય બની રહે છે કે તેના સ્મરણ માત્રથી પણ કેટલાંક આપ્તજનોને તો તેનો સાક્ષાત્કાર થઇ જાય છે.

તેથી એવાં દેવજીવનવાળાં સદેહ કે વિદેહ દેવજનોની સ્મરણાવલિ કેવળ કલ્યાણક ગણીને તેમનાં આપ્તજનો આવા સંવત્સરને પણ જયંતી સ્વરૂપે જ ઉજવે તો શું એ પણ દેવપૂજાનો જ ( Hero-Worship ) એક પ્રકાર નથી કે ?

પણ ત્યારે સમગ્ર જગતના સાધુજીવનના મિતાક્ષર બીજી કઈ ભાવનાભરી પદપંક્તિથી મુદ્રાંકિત થઇ શક્યા છે, ભલા ?

જન્મે ત્યાંથી પરહિત કરે સ્વાશ્રયે શીખી રહેવા :
જીવ્યા સુધી પરમય બને સ્વાર્પણે સ્હાય સેવા :

---

* ગુજરાત સાહિત્ય સભા તરફથી તા. ૨૩ જાન્યુઆરી ૧૯૦૮ પોષ વદ ૫ ને ગુરૂવારે રા. રા. ગોવર્દ્ધનરામની મૃત્યુતિથિને દિવસે પ્રેમાભાઈ હૉલમાં વાંચવામાં આવેલો લેખ. "બુદ્ધિપ્રકાશ"માંથી.

જેવા તેવા રહી ઝીવિતને આમ ઉજાળનારી
એવાને તો સુરપદ ધરે ને ધરે દેવપૂજા !

એ અનેરી દેવપૂજાના સમારંભમાં વિદેહ ગો મા. ત્રિ ને સુરતાની 'વૈજયંતી'માલા પહેરાવનાં તેમના જયવંત સાક્ષરજીવનની આજની જયંતી પ્રસંગે, ચાલો ત્યારે આપણે सुरवर પ્રભુનું જ ધ્યાનમંગલ પ્રારંભીએ.

२

सुरवरनी मुरली.

( મદુવીના ભજનની ધૂનમાં. )

मुरली सुरवरनी धीरे सर
સુણીયે : સંતો !
અધુરી, મધુરી, દૂર, અદૂર :—
"રશ્મિનાં ચેતનમય નયને—
અમીમય સ-રસાયન હૃદયે-
હરજો પ્રિયજનમન મુગ્ધ મધુર !"
સુણીયે : સંતો !
"કૌમારક-કુંજ વિહરજો :
મુરલીધર પ્રભુ-દૂત બનજો—
સુકુમારિવ કોકિલ સ્નિગ્ધ મધુર :"
સુણીયે : સંતો !
"વર્ષોમાં વસંત વહજો :
આર્ત-આનન્દન બનજો :
કરજો ઓઝી ઉરને ભરપૂર :"
સુણીયે : સંતો !

"સાયક–સારથી ધુરંધર—
સંસ્થાપક સંસિદ્ધિ કર— '
રૂહેજે ગોપાલનમાં ચકચૂર :"
સુણીયે : સતો !
"બાલકસમ સરલ કળાયલ
વત્સલ દંપની પ્રતિમાંકિત
ધરજે વ્હાલપ વટના અંકુર :"
સુણીયે : સતો
મુરલી સુસ્વરની ધીરે સૂર–
અધૂરી, મધૂરી, દૂર, અદૂર :
સુણીયે : સતો

૩

ગોવર્દ્ધનરામભાઇની જીવનકલા નીહાળી શકવાનાં સાધનો, ગુણજ્ઞ સાક્ષર જનોએ તેમની વિદેહદશામાં તેમજ તેમની વિદેહદશાના પ્રથમ વર્ષમાં પણ ગરવી ગુજરાતને ચરણે અનેક સ્મારકરૂપે ધર્યાં છે; એટલું જ નહિ પરંતુ એવાં સ્મારકોને જ ચિરંજીવ રાખવાને માટે ફંડરૂપે, સ્નેહસેવાનાં સદાવ્રત બાંધવાને પણ તેમના સાધુ મિત્રો ચૂકેલા નથી.

પ્રસિદ્ધ પારસી સાક્ષર મર્હૂમ ' મિ કે. ન. કાબરાજીની ટુંક પીછાન " માં અપાયલો એવી ગુણજ્ઞતાનો ધન્યવાદ ગોવર્દ્ધનરામભાઇ–ના જ બોલમા બોલી બતાવિયે તો એ છે કે:—

" આવી રીતે અનેક જાતિનાં અને અનેક વિચારબુદ્ધિવાળાં પ્રતિષ્ઠિત સ્ત્રીપુરૂષો જે પુરૂષની જીવનકથા લખવામાં સહાયભૂત થાય

તે પુરુષનામાં એવો કોઇ ગુણ હોવો જોઇયે કે તથી તે એ સર્વનાં ચિત્ત ઉપર આટલી સત્તા ચલાવી શકે. * * *

આવી ઉદાર ગુણજ્ઞતાનાં દર્શન આમ સ્વાભાવિક રીતે દુર્લભ હોય છે તો સામાન્ય લોકવર્ગ એવી ગુણજ્ઞતા ન જ દેખાડી શકે એવું કાંઇ નથી. પરંતુ એ વર્ગમાં એવી ગુણજ્ઞતા જાગવાને માટે કારણ મળે છે ત્યારે જ તે જાગે છે મિત્રમંડળ પરસ્પર સહવાસને લીધે એક બીજાના દોષ સમજી શકે છે તેમ એક બીજાના ગુણોનો અનુભવ કરી કોના કેટલા ગુણો ઉપર અચલ શ્રદ્ધા રાખવી તેનો નિર્ણય કરવાનું સાધન પામે છે. લોકવર્ગને પણ આવી શ્રદ્ધાનું સાધન મળે ત્યારે એવી જ ગુણજ્ઞતા દર્શાવી શકે છે, અને જ્યાં એવી શ્રદ્ધા ખસવાનું કારણ તેમને મળે છે ત્યાં શંકાશીલ રહેવામાં લાભ માને છે."

(સમાલોચક વર્ષ ૯, અંક ૧.)

લેશ પણ શંકા રહિત સમગ્ર લોકવર્ગની શ્રદ્ધાનું પણ પૂજ્યસ્થાન પામેલ આપણા ગુણીજન સંબંધે જ જાણે કહેતા હોય તેમ મહર્ષિ એમર્સન ઉપરના પોતાના નિબંધમાં મિ જૉન મોરલી કહે છે કેઃ—

"Enough that in our own generation, he has already been accepted as one of the wise masters who being called to high thinking for generous ends, did not fall below his vocation, but steadfastly pursuing the pure search for truth, without propounding a system or founding a school or encumbering himself over-much

about applications lived the life of the spirit and breathed into other men a strong desire after the right governance of the Soul."

૪

તેમ છતાં આવા સ્મારકલેખ–સંબંધે જ, એના એજ લેખને અંતે ગોવર્દ્ધનરામભાઇ ઉપસંહાર વાળે છે કે,—

" આ સર્વ વિષયોમાં મિ. કાબરાજીના ગ્રંથોના મંત્ર સમજાય એવો કોઇ સંગ્રહગ્રંથ રચાય, તેમાં તેમની યોજનાઓનું પૃથક્કરણ આવે અને તેમની લેખિનીના કેવળ સ્તુતિપાઠ મુકી દેઇ એ લેખિનીના ગર્ભમાં તેમની બુદ્ધિ કેવા ગર્ભરૂપે સ્ફુરી છે, એ સર્વનું દર્શન કોઇ સમર્થ વાર્તિકકારને હાથે સાદી પણ હિન્દુ–ગુજરાતી ભાષામાં લખાય તો મિ. કાબરાજીની કીર્ત્તિ વધારે દૃઢ અને લોકહિતકર પાયા ઉપર ચણાશે. "

આવું વાર્તિક રચાવાનો સમય હજી જરા દૂર જ છે. ત્યાં સુધી તો 'વસંત', 'સમાલોચક' આદિ પત્રોમાંની સ્મારકલેખ–સંગ્રહ-રૂપ ગુણકથાને વધાવી લઇશું. એટલુ જ નહિ પરંતુ તે લેખોમાંના ઘણાખરામાં વિદેહ ગો. મા. ત્રિ. ની જીવનકલાનું જ જે મૂર્તસ્વરૂપ આ-લેખાયલુ છે તેના પરમદર્શનમાં તેમના દેવજીવનનો દૃષ્ટાંતબોધ પામીશું કે,—

પ્રાર્થિવ માનવી, જન્મસિદ્ધ પરવશતાનો જ સદુપયોગ, જીવસિદ્ધ પ્રભુતાની કલા ખીલવવામાં દૃષ્ટાંતબોધથી જ પ્રોત્સાહક, પ્રકાશક અને પ્રેરક થવામાં કર્યા કરે તો નક્કી સંસારને સ્વર્ગ જ બનાવે ને પોતે દેવ અને–દેવર્ષિ બને. અહા ! કેવું પરમ સ્મરણીય જીવન !

દેવચર્યા જીવન જીરવવામાં જ નહિ પણ જનસેવા માટે જીવન

ભોગવવામાં-માનવીને વિચાર, વૃત્તિ અને વર્તનના નિવૃત્તથી દેવજનશા જ્વલંત બનાવવામાં-વિકાસ પામે છે.

એવાં કૃતકૃત્યતયા તૃપ્તાઃ પ્રાપ્તપ્રાપ્તતયા પુનઃ। દેવર્ષિ જ દત્ત ભગવાનની પેઠે પ્રભુલીલાનાં કિરણે કિરણમાં અદ્ભુત દર્શન પામે છે અને તે પામતાં ગુંજે છે કે,—

" હું જોઉં નયન ત્યાં એવું
હું જોઉં રમ્ય સ્મિત એવું.
એની નયનની કીકી માંડી દેખું પરલોક ભાન ત્યાં પામુ,
એ સ્મિત જોતાં આનંદ-પરાવર વશી બનીને જામું. "

( ગો. મા. ત્રિ.–લીલાવતીની જીવનકલા. )

૫

કેવલ સ્તુતિપાઠ વિનાના વાર્તિકના કલ્પિત સ્વરૂપની રેખામાત્ર દોરતાં દોરતાં પણ વિદેહ ગો. મા. ત્રિ. ના આત્મસૌંદર્યમાં જ તેમના નિષ્કામ સમર્થ વાર્તિકકાર પણ આસક્ત થયા વિના રહેશે નહિ એમ કહેવું અતિશયોક્તિ તો નથી જ. ત્યારે એ આત્મ સૌંદર્યના તેજમાં ન્હાતાં ન્હાતાં ચાલો આપણે પાવન થઇયે.

ગોવર્દ્ધનરામભાઇના જન્મની અને મૃત્યુની તિથિઓ સર્વને સુવિદિત જ છે કે, તેમનો જન્મ સં. ૧૯૧૧ ના આશ્વિન શુદિ ૧૦ વિજયાદશમીને દિને ( તા. ૨૧-૧૧-૧૮૫૫ ) નડિયાદમાં થયો હતો.

તેમનું અવસાન સં. ૧૯૬૩ ના પોષ વદિ ૫ ના બપોરના એ કલાકે ( ૪-૧-૦૭ ) મુબાઇમાં તેમના ઉત્તરાવસ્થાના સાધુમિત્ર પ્રો. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરને બંગલે થયું હતું.

સિદ્ધાંગના જેવી માતાની કુખે વિજયાદશમીને દિને જન્મેલો વામનકુમાર, સ્વાશ્રયબળે પુરૂષાર્થસાધક પ્રસંગવીર બનીને પોતાનાં

સ્વાર્પણના સાક્ષરજીવનરૂપ સદાવ્રતમાં—" તપોમય જીવનની પ્રયત્નપરતા " રૂપ જિજીવિષા ધર્મની પરમાર્થમમતાનાં દર્શન-પ્રશાંતિ પ્રમોદ અને પ્રકાશને ત્રણ પગલે જ કરાવતાં કરાવતાં, સાધુપિતાના સ્નેહમય વૈરાગ્યને બળે-એ વામનકુમાર-વધીને વૈરાટસ્વરૂપ પામ્યો તે એવી રીતે કે ચારુત્તરની ચાર વનવીલાનો મુરલીધર પ્રબુદ્ધ સંસારમાં સૂરવરની મુરલી લલકારતાં લલકારતા ત્મસાયરને તીરે આવ્યો અને વાલુકેશ્વરમા સાયુજ્ય પામ્યો દેહધારી પ્રાણાત્માની આવી સુંદરતર વિજયદશા બીજી કેવી હશે ? વામન-વૈરાટનો આવો આત્મવિકાસ કેવો સકલસુન્દર અને સર્વસાધ્ય છે ?

૬

એ આત્મવિકાસનો જીવનક્રમ તપાસીશુ તોપણુ આપણને કઇ ઓછુ અવલબન નહિ મળે

શ્રેષ્ઠતા એવી પાર્થિવ લીલાભર્યા આચરણમાં જ ઇતરજનોને પ્રભુતાના અવલમન મળે છે એવા પ્રભુના કલ્યાણધર્મના મિતાક્ષર છે.

સને ૧૮૫૫ થી સને ૧૮૬૭ સુધીમા નડિયાદ અને મુંબાઇ વચ્ચેના બહુ ભાગે ગૃહજીવનના આંદોલનોમાં બાલક ગોવર્દ્ધનરામભાઇ, પ્રાચીનતાના સંસ્કારભરી આત્માની ચારુતા પામે છે, અને તે જ સમયે કુલગુરૂ જેવા કોઈ મુનિમહારાજની છાયા નીચે પિતાની સાધુતા પુત્રમાં અંકુરિત થાય છે.

સને ૧૮૬૮ સને ૧૮૭૩ સુધીમા બાલતરૂણ ગોવર્દ્ધનરામભાઇ આત્મમંથનને હેલે ચ્હડે છે, અને તેની સાથે તેમના બાજવલ્યમાન માતાના પોત્રણગજે, સદા ગુરૂજન વિદેહ મનઃસુખરામભાઈની છાયા નીચે તેમનામાં લોકસેવાના મુગ્ધમનોરથ જાગે છે.

સને ૧૮૭૪માં મુગ્ધ મનોહર યુવકને સંસારની કષ્ટસાધ્ય સરલતાનાં વિષમ દર્શન થાય છે. પ્રથમ પત્નીનું અવસાન અને કુટુંબના અવલંબનમાત્ર રૂપ વ્યાપારસંસ્થાની અસ્તવ્યસ્તતા : આ બન્ને બનાવોને લીધે આત્મમંથન ચકડોળે ચ્હડે છે. પણ તે ય સદર્થે જ એજ પ્રભુલીલા!: કેમકે આત્મમંથનના તુમુલતુફાનને અંતે જ રત્નમાલારૂપ પ્રભુપ્રસાદી મળે છે. ઉન્નત વિચારતી અને ભાવનાની સ્તો ? સ્નેહમુદ્રા અને સરસ્વતીચંદ્રની રત્નમાલાના ગ્રંથનમાં એ બનાવોની શું ઓછી સહાય હતી કે ?

પ્રભુપ્રસાદીનું પ્રથમ ફળ સને ૧૮૭૫ માં બી. એ. થવામાં તેમને મળ્યું, અને બીજું સને ૧૮૭૬ માં થયલાં તેમનાં બીજીવારનાં લગ્નમાં.

આ બે વર્ષના અરસામાં પોતાના જીવનના હેતુ તેઓ શોધે છે, અને તે એજ કે ગમે તે રીતે પણ લોકસંગ્રહને અર્થે જ ચાળીસમે વર્ષે વાનપ્રસ્થ તો થવું-થવું-ને થવું જ. નર્મદ જેને વતસ્થવીર કહત એવા-તેઓ પુરુષાર્થવીર શું નહતા ? પુરુષાર્થતા શ્રદ્ધાબળમાં અને અને સત્કાર્યસંવિધાનમાં શું નથી સમાતી ? શાસ્ત્રીય વિધાનથી જ પોતાના જીવનહેતુના સંકલ્પ અને કાર્યવિધાન તેમણે યોજ્યાં છે અને અંતે આત્મબળથી જ તેઓ સંસિદ્ધિ પામ્યા છે.

૭

માત્ર કુટુંબસેવાના ગોપાલન અર્થે જ પોતાનો સ્વતંત્ર જીવન ગાળવાનો સંકલ્પ તોડીને વિદેહ ગો. મા. ત્રિ. ને ભાવનગરમાં રાજ્યસેવકની પરાધીન દશામાં સને ૧૮૮૩ માં પોતે એલ. એલ. બી. થયા ત્યાં સુધી રહેવું પડયું હતું. પરંતુ તે પણ પરિણામે લોકહિતકર નીવડેલ છે; કેમકે સરસ્વતીચંદ્રની સ્નેહમુદ્રા પ્રથમ ત્યાંથી જ સાકાર થવા લાગી.

સાધુ પુરુષોના ધન્ય જીવનની પ્રભાવ તેમાંના અનુભવોને

લોકહિતના સાધક બનાવી મુકે છે. એ જ સાધુજીવનનું વિજયગૌરવ!

કેવલ શબ્દવ્યાપરથી પોતાના પાંડિત્યનું દિગ્દર્શન કરાવનારા પ્રચ્છન્ન અનાચારી પ્રજાજનોની પામરતાનાં દર્શન હાલ જેટલાં સુલભ છે, તેટલાં જ દુર્લભ દર્શન સાધુજીવનમાંથી નિર્ઝરતી રસિક દીન-વત્સલતાનાં છે. બરાબર કહ્યું છે કે **साधवो दीनवत्सलाः ।**

ત્યારે આપણે રસગ્ન પણ પાશવ પંડિતને નમીશું કે રસિક દ્દષ્ટાંતબોધક દેવજનને વન્દીશું ?

માનવ સમાજને કેવળ પાંડિત્યની લાલસા નથી પણ કેવળસાધુ-તાની સાત્વિક વાસના તો છે જ.

હરકોઇ માનવીના જીવનની આવી અને આટલી પ્રયત્નપરતા જોઇ શકાય તો બસ છે, તે જોનારના આત્મવિકાસને માટે! બસ દેવજીવન-ની ચળક જ કંઇક અનેરી છે!

આત્મમંથન કાળે અને તેજ અરસાની કસોટીને કાળે આત્મબળ એવાં તો વાધે છે કે સાધુતા–પ્રભુતા–અને દેવમયતા ( Hervism ) ના ક્રમે ક્રમે તે સનત જ્વલંત જ્યોતિ બની રહે છે.

નિરાસક્ત યોગીને પણ તરફથી કેવા આનન્દસંદેશના મિતાક્ષર મળે છે તે શ્રીમદ્ ભગવત્ ગીતા કે તેના જેવા હરકોઈ પ્રભુપુસ્તકમાંથી જોઈ શકાય છે. એવા સંસિદ્ધ સાધુઓનાં **चेतांसि** તો હોય છેઃ—

**वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ।**

અને તેમાં જ તેમની સર્વદેશી પ્રસંગવીરતા રહી છે. શું એવાં સાધુચિત્ત જીવનમાં ઓછી ચેતના જગવી શકે છે ? ત્યારે કોણ કહી શકશે કે સાધુજીવન કે દેવજીવન એ કેવળ ભાવનામય જ છે? હા! બાકી પાશવ *मिथ्याचार* તો તે નથી જ. તેમ નથી તે મેલો વસ્તુની વાસના

માત્ર કે તેનું માયાવી મોહકત્વ! તે તો છે તે જ છેઃ એક અને અદ્વિતીય પ્રકાશકના જ! સાધુતામાં જ સ્વાર્પણનાં સદાવ્રત બાંધવાં પડે છેઃ સાધુના કેવળ એકરંગી જ હોય છેઃ તે રંગ ભગવાનજીગરનો હોય છે.

વશિષ્ઠ, ગોરખ, જનકરાજ, ગોપીચંદ, બુદ્ધ, શંકરાચાર્ય, રામદાસ, વિવેકાનન્દ, સ્વામી દયાનન્દ, રાનાડે આદિ અનેક સાધુજનો શું શું નથી કરી શક્યા?

સને ૧૮૮૩ માં ભાવનગરથી મુંબાઇ આવીને સ્વતંત્ર જીવન ગાળવાના હેતુથી વિદેહ ગોવર્દ્ધનરામભાઈ વકીલાત શરૂ કરે છેઃ ત્યાર પ્હેલાંના કંઇ કંઇ સમવિષમ અનુભવોનાં ગાન સરસ્વતીચંદ્રની સ્નેહ-મુદ્રાની મૂર્છના ઉતારતાં ઉતારતાં તેઓ પોતાના સાક્ષરત્વને આવા આદેશભર્યા સાધુજીવનનું સાધક બનાવી મુકે છે.

મુંબાઇમાં આવ્યા બાદ સને ૧૮૯૮ સુધી ત્યાં ને ત્યાં પોતાના ગૃહસ્થાશ્રમ અને તેના તીવ્ર સાર્પણધર્મ અદર્યે જ તેઓ પાળે છે. તે દરમિયાન પોતાના જીવનના આદર્શરૂપ કઇ કઇ અક્ષરપ્રતિમાઓ તેમણે ગરવી ગુજરાતને ચરણે ધરી, તે હવે આપણે નીહાળિયે, અને તેમાંના તેમના સ્વરૂપને પણ પ્રત્યક્ષ કરિયે.

૮

સને ૧૮૭૪ થી સને ૧૮૮૩ સુધીના પોતાના જીવનના 'તુમુલ તુફાન' નાં ચિત્રો સરસ્વતીચંદ્રના અને સ્નેહમુદ્રાના નાયકના પાત્ર-ચરિત્રમાં જુજુજે સ્વરૂપે પ્રત્યક્ષ થાય છે.

બુદ્ધિધનનું સ્વાશ્રય જીવન, વિદ્યાચતુરનો સ્વસ્થ પૂર્વાશ્રમ, સરસ્વતીચન્દ્રનું વ્યગ્ર અનુભવાર્થી જીવન અને સ્નેહમુદ્રાના નાયકની

પરમેકરુણ અને કેવળકલાંત મૃતપત્નીક દશા :' એ આદિ કેટલાંક બીજાં ચિત્રો પણ સર્વાનુભવરસિક હોવા છતાં તેના કવિની પાર્થિવ લીલાના આદર્શરૂપ પણ છે.

બુદ્ધિધનનાં માતાપિતા, સૌભાગ્યદેવી, ગુણસુંદરી, કુમુદસુંદરી તેમજ કુસુમસુંદરી, એ સર્વ પાત્રો તેમના અને તેમનાં કેટલાંક કુટુંબજનોના આદર્શરૂપ કેટલેક અંશે હોય એમ તેના આપ્ત જનોને કેટલીક વાર લાગે છે. એમના કુટુંબજીવનના આદર્શરૂપ એ પાત્રો કંઇક અંશે પણ રચાયાં હોય તો તે કુટુંબ શું ધન્યવાદને પાત્ર ન જ ગણાય ?

સને ૧૮૮૩ થી સને ૧૮૯૮ સુધીમાં ગોવર્દ્ધનરામભાઇ શાસ્ત્રીય દેશોદ્ધારનાં વિચારસંકલન કરે છે, અને તેના પ્રથમ ફલરૂપ સરસ્વતીચન્દ્ર ભાગ ૧ લો સને ૧૮૮૭ માં જે દિને બહાર પાડે છે તે જ દિને તેમના સત્પુત્ર ચિ. રમણીયરામનો જન્મ થાય છે. સરસ્વતીચન્દ્રની પેઠે પિતાનું આત્મોજઃ પ્રદીપ્ત કરી સત્પુત્રતા સફળ કરે. એવી તેમના તે સત્પુત્ર પ્રત્યેની શુભેચ્છા પ્રભુજી પાર પાડે !

જે મુંબાઇએ બાલ ગોવર્દ્ધનરામભાઇને કંઇ કંઇ લાડકોડથી બહલાવ્યા હતા, તેની તે મુંબાઇએ તેમને દેશની સાક્ષરસેવા અપાવી એટલું જ નહિ પરંતુ પ્રભુ પાસેથી પુત્રસંતતિનાં ગોપાલન પણ અપાવ્યાં: તેમ તેની તે જ મુંબાઇએ પોતાને જ ખોળે તેમની પાર્થિવ લીલા અંતે વિસ્તરાવી ! અજબ નગરી જ એ તો !

મુંબાઇ આવ્યા પહેલાંના દશકમાં જે કારમી કસોટીની ચક્રદોલાએ તેમને ઝ્હડવું પડેલું તે જ બદલાઇને પ્રમોદ અને પ્રશાંતિનો હિંડોલ બની ગઇ, ને તેનાં આન્દોલનોમાં સરસ્વતીચંદ્ર ભાગ ૪ પછી સને ૧૮૯૮ માં સ્નેહમુદ્રા પ્રકટ થઇ. સને ૧૮૯૧ માં તેઓ મુંબાઇ

યુનિવર્સિટીના ફેલો નીમાયા, સને ૧૮૯૨ માં સરસ્વતીચંદ્ર ભાગ ૨, સને ૧૮૯૪ માં *Classical Poets of Gujarat* અને સને ૧૮૯૮ માં સરસ્વતીચંદ્ર ભાગ ૩ : એમ અનુક્રમે પ્રસિદ્ધ થયા, અને દેશજીવનની સાક્ષરસેવા વાધતી જ રહી !

એ રીતે પંચદશીની કાર્યપરંપરા વિજયવંત નીવડી તે પાછળના દશકની દુઃખપરંપરામાંથી અનુગ્રહવાને માટે જ : પ્રભુજીની દયાળુતા તે દૃહોડી જ હોય ને ? વાનપ્રસ્થનો સંકલ્પ પણ સિદ્ધ જ થયો !

પ્રભુના કલ્યાણધર્મ પરની દૃઢ શ્રદ્ધાને લીધે ગોવર્દ્ધનરામભાઈને પોતાના સાત્વિક સંસારની સફળતાનો આશીર્વાદ ભગવતી લીલાવતીને, તેની જીવનકલામાં દર્શાવેલું છે તેમ, આપ્યા વિના તેમનાથી રહેવાયું ન હતું, એવાં પરમ સંતોષદર્શક પાત્રનિરૂપણ સરસ્વતીચંદ્રમાં તેમ સ્નેહમુદ્રામાં અનેક છે.

સરસ્વતીચંદ્રમાંનું મહા સંતોષમાન્ વાનપ્રસ્થ દંપતીનું એક જ ચિત્ર અત્યારે તો બસ થશે:—

સ્થળ : સુવર્ણપુરના રાજમહેલના બાગમાંના એક ફુવારા પાસેનું અનેકાસન.

„ સમય : રાત્રિ.

પાત્રનિર્દેશ—વાનપ્રસ્થ બુદ્ધિધન અને ભગવતી સૌભાગ્યદેવી.

" આ વિચારમાં શીતલ પવનલહરીથી ચારે પાસથી આવતા પુષ્પવાસથી આંખ મીંચાય અને બુદ્ધિધન પળવાર ચિંતામુક્ત થઇ આ સ્વપ્નમાંથી નિદ્રાસ્વપ્નની સૃષ્ટિ વચ્ચોવચ્ચ ઉભો. રાજેશ્વર મહાદેવના વાડા જોડે ઓટલા ઉપર શરદ પુનમની રાત્રે સૌભાગ્યદેવી જોડેના તળાવમાં નાચતું ચંદ્રનું પ્રતિબિમ્બ જોઈ રહી છે, અને સામે જ

બેસી વાનપ્રસ્થ બુદ્ધિધન પતિવ્રતાને સમજાવે છેઃ—

બુદ્ધિધનઃ—પ્રિય દેવી ! આ રમણીય પ્રતિબિંબ જેવો જ તને આપણો સ્નેહસંસાર નથી લાગતો ? જો, પાણી પર કરચલિયો વળે છે તેમાં એ પ્રતિબિમ્બની લેખા દેખાય છે ! પણ આખું પ્રતિબિમ્બ દેખાય છે, અને હાલે છે. આપણો સંસાર પણ આવો જ છે. ખરૂં જોતાં પ્રતિબિમ્બ જુદું છે, તે પણ જતું રહેવાનું; ખરો ચન્દ્ર તો આકાશમાં છેઃ તેમ જ આ આપણો સંસાર જુદો છે, અને જતો રહેવાનો છે; ખરો સંસાર તો બ્રહ્મમાં છે. એ સંસારનું નામ મોક્ષઃ મ્હારે ત્હારે અંતે એજ પામવો છે. દેવી ! તું અજ્ઞાન છે પણ તું જેવી સુંદર છે, ત્હારી કાંતિ જેવી નિર્મળ છે, તેવું જ ત્હારૂં અન્તઃકરણ સુન્દર છે, અને ત્હારી બુદ્ધિ નિર્મળ છે. ત્હારા જેવા સુન્દર પવિત્ર આત્માને વાસ્તે જ મોક્ષ છે. તું મોક્ષ પામીશ, તું બ્રહ્મરૂપ થઈશ. દેવી ! મ્હેં પણ ત્હારી જ સુરતપરસ્તી કરી છે—હું પણ ત્હારી સાથે જ છું. તું બ્રહ્મમાં ભળીશ અને ત્યાં યે હું ત્હારી સાથે જ ! દેવી ! સર્વત્ર સાથે જ ! ”

(સરસ્વતીચંદ્ર ભાગ ૧ લો, પૃષ્ઠ ૧૭૯–૮૦.)

આપણે આગળ કહી ગયા કે મુંબાઇના નિવાસમાં ગોવર્દ્ધનરામભાઇએ શાસ્ત્રીય દેશોદ્ધારનાં વિચારસંકલન કરેલાં. તેમાંના “ ગૃહવાસનાં સ્નેહજીવન ” ની એક જ કડી તપાસીશું તો સંકલનાનું અખંડ સામ્ય પ્રયત્ન થશે.

પ્રથમ તો “ સ્નેહમુદ્રા” માં જ તેમના જીવનનું હૃદય ઉઘડ્યું, તે માત્ર “ સરસ્વતીના મનોરાજ્ય ” ના પ્રમોદને પ્રકાશિત કરવાને જ!

સ્નેહમુદ્રામાં “ સુનનુ સુંદરીના ઉદ્ધારમાં જ દેશોદ્ધાર માનેલો છે. સુતનુ સુંદરીના સહચાર વિના તે અપંગ જ છે, અને તે દેશોદ્ધાર

માટે સ્નેહમુદ્રામાંના અનેક સત્વોના ધ્વનિકાવ્ય નાયકના હૃદયભૂતને જુદીજુદી રીતે પ્રેરે છે. તેમાં પણ સરસ્વતીચંદ્રમાંની મેયાઓ જેવી નદી, પ્રતિધ્વનિ, વૃષ્ટિ, આકાશગંગા, વનસમૃદ્ધિ, પવનલહરી અને ચક્રવાકી, આદિના ધાત્રીકૃત્યો કેવલ મનભર છે: નહિ કે મનહર જ !

એક ચક્રવાકીનું જ પ્રોત્સાહ બસ છે ગમે તેવા મુગ્ધ જનમાં ચેતના જગાડવાને.

\+ × +

( મરાઠી ચાલની સાખીમાં ગવાશે. )

" ઉડે મેઘ તેની પાંખોમાં પુરે રંગ રવિ તાજા !
ચાલ ! ચાલ ! આપણ પણ જઇએ રંગ આપણા લ્હાવા !
પુરે ઉપરથી તેજ સનેરી રવિ, પિયળ સમ દેસે
તે, તે સળગતી પુલિનવાળકા જગત ઉડતું દેખે, ૫

લલાટપટપર હોય રક્ત સૌભાગ્યચિન્હ, તે જેવાં,
ચાલ, ચાલ, પુલિને થઇ રહીશું ! તું જ કહેની તે કેવાં ?
રૂપેરી જળભરી નદી આખસમી જીવનની ઉઘડી પ્રકાશે,
તેની કીકિયો સમ થઇયે, પ્રિય, ઉડ, સલિલમાં ન્હાતે. ૬

ચાલ ! ચાલ ! નભગુ નભમિન્દુ સમો ઉદધિ પણ સ્પર્ધા
કરે, તો શું આપણ કંઈ જઇએ ? એ જ રંગના રસ્તા—
મ્હોટાં ન્હાનાં વધુ મ્હોટામાં, તો ન્હાનાં પણ મ્હોટાં !
વ્યોમદીપ રવી નભમિન્દુ તો ધરદીવડાં નહીં ખોટાં ! ૭

ચાલ, ચાલ, ઘડિયે રસરસ્તે નવું નવું જોવાશે,
ઉભી લાગતી ધરા તેય ખેંચાતી ને ખેંચાશે !

એંચાતાં પણ જવું જ તો તો જવું ન શીદ ખુશીથી ?
ચાલ, ચાલ, ઉડિયે જ અગાડી આનન્દે વણ ભીતિ !" ૮
( સ્નેહમુદ્રા-"ચક્રવાકી", કાંડ ૧૧૦ )

સરસ્વતીચન્દ્ર, સ્નેહમુદ્રાના પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ ગ્રંથો, તથા અન્ય લેખોમાં તેના આ લેખકના વામનાત્માના વૈરાટ સ્વરૂપનો ઉત્તનિક્રમ કેવો કલાવિધાનથી પ્રગતિ પામ્યો તે સંબંધી મિતાક્ષર ધરવાનો પણ આ પ્રસંગ નથી, તેમ તેવા વાર્તિકની રચનાને માટે કંઇક વિશેષ વિલંબની પણ જરૂર છે. છતાં એટલું તો કહેવાઇ જાય છે કે,–

સ્નેહમુદ્રામાં તેમ સરસ્વતીચન્દ્રમાં ગોવર્દ્ધનરામભાઇ બહુ ભાગે એક વાત તો સચોટ રીતે સૂચવે છે; અને તે ગૃહવાસ અને તેના સ્નેહ જીવનમય સહચારની જ છે. એ અનેરી આશા કેવી છે ?

## અનેરી આશા.

( મરાઠી ચાલની સાખી. )

સ્મિત ભરી સહચરી નિરંતર કાર્યધુરંધર બનશે,
અંતરનાં કંઇ હેત અનેરાં ઉર છલોછલ ભરશે,
ત્યારે અમી ઝમશેઃ શાંતિમાં દુઃખડાં શમશે.

સજ્જત જોડાં જાતભોગથી પરહિતમાં પરવરશે,
અડગ ધૈર્ય ને શૌર્યભર્યાં સંતાન હિન્દમાં સરશે,
ત્યારે દેવો અવતરશે, વિરલા નરવીર તરવરશે.

પોતાનાં પ્રિય દેશી જનનાં દુઃખ પરસ્પર હરશે,
જન્મભૂમિનાં ભોળાં ભાંડુ ભેળાં હળશે મળશે,
ત્યારે પ્રભુતા સંચરશે, સ્વર્ગસમ સુન્દર હિન્દ થશે.

હિન્દજનો અર્ણવ ધૂધવશે, ને બ્રહ્માંડ નચવશે,
ડગમગતા ડુંગર ડોલવશે, રંગરાગ રેલવશે,
એવું ઐક્ય થશે : એવી લલિત લીલા ખીલશે.

૧૦

વાનપ્રસ્થાશ્રમનો નિવૃત્તિનિવાસ નડિયાદમાં જ રાખીને સને ૧૮૯૮ થી સને ૧૯૦૭ સુધી ગોવર્દ્ધનરામભાઇ એકાન્ત આત્મગુંજનમાં વિલીન રહેતા. સુન્દરીની સુકુમારતાની એક અંગ્રેજ કવિની ભાવના એવી તો સુકુમાર હતી કે ભોજન લેતી સુન્દરીનું ચિત્ર પણ તેની એવી રસિકતાને રૂચતું નહતું. કંઇક તેવી જ ભાવના ગોવર્દ્ધનરામભાઇની ધીરગંભીરતાની મને એવી તો રમ્ય લાગી ગયેલી કે જ્યારે જ્યારે તેમની વાનપ્રસ્થ, ધ્યાનમગ્ન અને મનનીય મુદ્રાના ખાસ દર્શને હું નડિયાદ જતો ત્યારે ત્યારે બસ જેટલો સમય તે એકાંતમાં આત્મલીન હોય તેટલો સમય હું માત્ર તેમને નીહાળી જ રહેતો : તેઓ વાત કર્યા જ કરતા તે મને ગમતું નહતું. અત્યારે પણ તેમની એવી મનનીય મુદ્રા તરવરતી અનુભવું છું ને પ્રભુ પાસે માગું છું કેઃ—

તાંતણીયે બંધનીયાં બાંધિ,—
એવાં સંતનીયા પ્રભુ ! મેળવજે કે—અંતરને મંદિર નિરંતર !

તેઓ વાનપ્રસ્થાશ્રમના જ, અરસામાં સને ૧૯૦૧માં સરસ્વતીચન્દ્રનો ૪ થો ભાગ પ્રકાશમાં મૂકી શક્યા. ત્યાર પછી 'ક્ષેમરાજ અને સાધ્વી' નામનું નાટક લખ્યું. સને ૧૯૦૨ માં તેમનાં પ્રિય પુત્રી લીલાવતીના અકાળ અવસાનથી વત્સલ પિતાનું શરીર કથળ્યું તે કથળ્યું જ ! સને ૧૯૦૭ માં "Physics & Physislogy in Ancient India" નામનો અંગ્રેજી ગ્રંથ રચ્યો–તે રચ્યો જ,

બસ : તે પછી તો તુર્ત માં જ વ્યાધિગ્રસ્ત થઈ ગયા અને તેમને અતિ પ્રિય મુમ્બાઈનગરીમાં અવસાનને પ્રસંગે જ જાણે કેમ ખાસ ગયા હોય તેમ ત્યાં જઇ તુર્ત જ વિદેહ થયા.

છેલ્લા અંગ્રેજી ગ્રંથના લેખનમાં તેમના વ્યાધિગ્રસ્ત શરીરને અત્યંત કષ્ટ પડેલું છતાં તે તો પૂરો કર્યે જ રહ્યા. બાકી સ્નેહમુદ્રામાંના સત્વધ્વનિઓ અને સરસ્વતીચન્દ્રમાંની સ્વપ્ન-લીલા : એ બન્નેની " સંતાકુકડી " નાં ક્રીડનો તેમની માનસિક સૃષ્ટિમાં ચાલ્યે જ જતાં. તે છેક છેવટ સુધી આત્મભાન આણવા માટે તેઓ પૂછ્યા જ કરતા કે:—" હું જાગું છું કે ઉંઘું છું ? " તે ક્રીડનોમાં કેવળ ચિત્ત પ્રમાદમય પ્રભુ-સાયુજ્યના દિવ્ય દર્શન જ હોવાં જોઇએ.

નડિયાદ મુંબાઇમાં ગાળેલા તેમના બાલ્યમાં, ભાવનગરમાંની તેમની તરુણાવસ્થામાં, મુમ્બાઇમાની તેમની સ્વતંત્ર દશામાં તથા નિવૃત્તિનિવાસમાંની તેમની વાનપ્રસ્થતામાં : તે સર્વમાં તેમનું જીવન કેવલ એકરંગી જ હતું; અને તે રંગ લોકસંગ્રહરૂપ ભગવી કંથાનો જ હતો. માયાવી કાયાની કફનીમાં પ્રભુનો અંતાવતાર કેમ પ્રકટે છે અને કેમ અભ્યુત્થાનના આદેશ પાળે છે-પળાવે છે તે જ માત્ર તેમણે દર્શાવ્યું છે.

## ૨૧

તેઓ સાક્ષર-કવિ હતા. સાક્ષરત્વ સંસારશાસ્ત્રના શ્રવણ મનન અને નિદિધ્યાસનમાં પણ વિકાસ પામતું હોય તો તેમણે સરસ્વતીચંદ્રની નવલકથામાં પોતાનું સાક્ષર-જીવન ઉતાર્યું છે; અને કવિત્વ માનમશાસ્ત્રના અદ્દભુત પ્રયોગોમાં પણ રહેતું હોય તો તેમના આત્મવિહાર સ્નેહમુદ્રાના મહા કાવ્યમા આપણને મળે છે.

તેઓ શાસ્ત્રીય દેશોદ્ધારક હતા એ વાત તો આપણે જોઈ ગયા છતાં તે સંબંધી પણ છેવટે લખાઇ જાય છે કે,—

ગુજરાતના સમર્થ સુધારકોના ભગીરથ યત્નોને પણ હુડુળનો થાક ચડતો હતો તે વખતે ઐતિહાસિક વિકાસક્રમના યોગ્ય વેગવતી ગતિવાળા સમયોચિત અને શાસ્ત્રીય દેશોદ્ધારની જરૂર પડી. તેથી તે લક્ષ્યનું મ વિધાન કરવા કોઇ શબ્દવેધી જગબહાદૂર જોઇતો હતો, અને તે માટે આપણા પ્રસંગવીર ગોવર્દ્ધનરામભાઇ તત્પર થયા અને આત્મતેજથી આંજી ગયા.

છેવટે એટલુ જ કે તે પરમ સાધુજન હતા, સં તમહર્ષિ હતા. તેમણે આ કાળમાં અસાધ્ય કહેવાતું બ્રાહ્મધર્મનુ પ્રાચીન આશ્રમ-જીવન વિધિપૂર્વક જાતે પાળ્યુ છે અને તેનાં મુનિજનયોગ્ય વલ્કલનાથી દેશકલ્યાણનો દૃષ્ટાંતબોધ તેમણે બતાવ્યો છે.

તેમની પૂર્વાવસ્થા કરુણકલાતિ ભરી હતી, તેને જ આનન્દ-કાંતિની સાધક બનાવી સદેહે જીવન્મુક્ત પોતે રહ્યા હતા તો વિદેહે સંસિદ્ધ બને એમાં આશ્ચર્ય નથી.

ગરવી ગુજરાતના સ્વદેશભક્ત બાળકો!

શાસ્ત્રીય દેશોદ્ધારનુ દેવર્ષિ ગોવર્દ્ધનરામભાઇનું મનોરાજ્ય જેટલું પ્રોત્સાહક છે, તેટલુ જ પ્રકાશક તેમનુ સાક્ષરજીવન છે. તેમ જ જેવી પ્રેરક તેમની વનસ્થ વીરતા છે તેવુ જ તેમનું સંતજીવન જ્વલંત છે! શુ આપણે પણ એવા ન જ થઇ શકીએ? તો ત્યારે આપણે હવે શુ કરવું ઘટે છે? તેમને પગલે આપણા જીવનપ્રવાહોને પ્રેરવાનું ગ્મો! અને તે કેવી રીતે?

તેમના અવસાનની છેલ્લી પળ સુધીનાં તેમનાં આત્મગુંજનોની સાકાર મુદ્રારૂપ તેમનાં કાવ્યો, ગ્રંથો અને નિબંધોમાં ગૃહ, રાજ્ય, સ્વદેશ, લોક, આદિનાં કલ્યાણ અને તેની યોજનાઓ જે તેમણે વિચારી છે, તેમાંની કલ્યાણગ્રામની યોજના સરલ સુંદર છે.

શાસ્ત્રીય દેશોદ્ધાર થવા માટે દેશબાળકોને બહલાવી શકાય; તે અર્થે ગૃહજીવન સુધરવું જોઈએ; અને ગૃહજીવનનો આધાર તેમાંનાં ગૃહદેવી અને ગૃહદેવ ઉપર જ છે; પણ તે પતિપત્ની કરતાં જનક-જનનીના ભાવભર્યું જીવન આચરે ત્યારે જ.

એ રીતે દંપતીજીવનને ઉન્નત કરવાની પ્રયત્નપરંપરા અનેક રીતે આલેખી બતાવતાં, એવી જીવનસંસ્થાના પ્રોત્સાહક, પ્રકાશક અને પ્રેરક સંતસાક્ષર દંપતી વર્ગની આવશ્યકતા તેમણે જણાવી છે; અને એ વર્ગને પોષવા માટે कल्याणग्रामની યોજનામાં દેશ-વત્સલ જનોને આમંત્રણ આપ્યાં છે.

એ આમંત્રણનો સ્વીકાર કરી હવે તો 'ગુણવતી ગુજરાત' અને ગુણજ્ઞ મુંબાઇનાં દેશવત્સલ દંપતીઓ તે યોજનામાં સહાયભૂત થાય તો જ વિદેહ ગોવર્દ્ધનરામભાઇના સ્મારક ફંડના સંસ્થાપકો કલ્યાણગ્રામની યોજના પાર પાડી શકે! અને એવી એવી કલ્યાણ-સેવાઓ થતી રહે ત્યારે જ, દરેક દેવગૃહરૂપ કલ્યાણગ્રામનાં નિવાસી, પ્રભુનાં આનન્દ–સંદેશવાહક અને સજોડીલાં સંત સાક્ષરજનોને દેશ-જનની હિન્દ મૈયારૂપ પાંચાલીના પરમ સંતોષમય આદેશ, સત્પુત્ર સરસ્વતીચન્દ્ર અને કુલવધૂ કુમુદસુંદરીને મળ્યા તેવા જ મળ્યા કરવાના જ કેઃ—

" પુત્ર-વધૂ! હું પાઞ્ચાલી તમારા યોગથી જાગ્રત થઇ બોલું

ત્રેવીસસેં પંક્તિનું દ્રૌપદીહરણ લખી કાઢે છે ત્યારે વધારે રચનાચાતુર્ય વાપરે છે; જો કે જાતિ અને વૃત્તમાં એ કવિની પહેલવહેલી જ કૃતિ હોવાથી યતિભંગ બહુ જોવામાં આવે છે અને વખતે શબ્દો પણ બગાડેલા અને માચ્યાતાચ્યા વાપર્યા જણાય છે. અંતરના ઉત્સાહથી સ્વસ્થ સ્થિતિમાં ત્વરાથી રચાયલા કાવ્યનો નમૂનો સામળશાહનો વિવાહ છે, જે કવિએ બે જ દિવસમાં લખી કાઢ્યો હતો એમ ચક્ષમ કહે છે. પ્રેમાનંદની પ્રતિભાની પ્રખરતા અને કવિના રચનાની સરળતા દ્રૌપદીહરણ અને સામળશાહના વિવાહથી પરખાઇ આવે છે.[1]

• અમુક ગ્રંથના કર્તૃત્વ સંબંધમાં પ્રેમાનંદ વિષે શ્રદ્ધા અશ્રદ્ધા જેમ પ્રવર્તતી જોવામાં આવે છે, તેમ તેની શૈલી વિષે વિરુદ્ધ વિચારો પ્રચલિત છે. પ્રેમાનંદનાં લોકપ્રિય આખ્યાનોની સરળતાને વખાણનારા સરળ શૈલીની પ્રશંસા કરે છે; ત્યારે તેનાં નાટકો અને કાવ્યોનો આસ્વાદ લેનારા સંસ્કૃતમેથી ગૂજરાતીનો પક્ષ કરે છે. અહિં કહેવું જોઇયે કે પ્રેમાનંદને પ્રિય તો સરલ શૈલી જ જણાય છે. તેના ઘણાખરા ગ્રંથોમાં એ શૈલીનો જ તેણે ઉપયોગ કર્યો છે. નાટક અને કાવ્યની શૈલી તો ભારતી વૃત્તિના રસિયા પંડિતજનને સંતોખવા અને પાંચાલીપ્રસન્નાખ્યાનમાં નદી કહે છે તેમ ' गुर्जराणां मुखे भस्म ' એ પદ લખનારના મુખમાં ધૂળ નાંખવા ' પ્રેમાનંદે ખાસ કરીને કઠિણ અને પ્રૌઢ કરી છે. કરી છે કહેવાનું કારણ એ છે કે એ

---

૧ શામળશાહના વિવાહના આરંભે આપેલા દેશીબદ્ધ અધૂરા ઊનારામાં લખ્યું છે કે 'નાગરનિંદા'નાં દસ બાર કડવાં પ્રેમાનંદ નિત્ય પ્રતિ રચી કાઢતો.

કૃત્રિમ છે. પ્રેમાનંદની એ કૃત્રિમ ગૂજરાતીથી ભૂલાવો ખાઇ સંસ્કૃતમયી ગૂજરાતીની હિમાયત કરે અથવા સંસ્કૃતયુગ ની આગાહી આપે, તે તો, રાક્ષસી અને આહીરી ગૂજરાતીથી છેતરાઇ પ્રાચીન અને શુદ્ધ હોય વ્યુત્પત્તિવાદી અપભ્રંશની હિમાયત કરે અથવા જોડણીમાં વ્યુત્પત્તિપક્ષ માન આપવા યોગ્ય હોઇ અપભ્રંશયુગની સંભાવના કરે તેના જેવું અશ્રદ્ધેય કહેવાય. એમ જણાય છે કે સંસ્કૃત નાટકમાં પાત્રભેદે ભાષાભેદનો જે નિયમ છે તેના સમાદરથી પ્રેમાનંદે ભારની વૃત્તિના ઉત્તમ પાત્રના સંસ્કૃતનો જવાબ આપતી સંસ્કૃતમયી પ્રૌઢ ગૂજરાતી ઉપજાવી; માગધી અને શૌરસેની પ્રાકૃતના વૈચિત્ર્યનું કંઇક ભાન કરાવવા અપભ્રંશ પ્રાકૃત તથા જૈન પ્રાકૃતનો નમૂનો લેઇ આહીરી ઘડી કાઢી, અને ખતદસ્તાવેજના, વૈદજ્યોતિષીના તથા ભાટચારણના ભ્રષ્ટ સંસ્કૃતની છાયા લેઇ રાક્ષસી યોજી લીધી. એ પ્રૌઢ ગૂજરાતી, આહીરી અને રાક્ષસી પૈકી એકે કોઈ કાળે કોઇની બોલી હતી જ નહિ. સહેજ પૂછિયે છિયે કે પારિજાતસત્યભામાખ્યાનમાં કૃષ્ણ ભગવાનને મુખે મહેમાનના ઉતારાને માટે અતિથિસત્કારસ્થાન શબ્દ કઢાવ્યો છે તે ગત સંસ્કૃત યુગમાં કોઇએ વાપર્યો છે કે આગામી સંસ્કૃત યુગમાં બોલાશે? કોણ કહેશે કે શ્રીદામાની આહીરીનો સયણુઇ (=સજની) એ બોલ જૂની ગુજરાતીનો છે. ઓલ્યઇ (=ઓલી), ઇહાં થઈ (=ઇહાંથી) જૂની ગુજરાતીનાં રૂપ છે? રાક્ષસી ગૂજરાતી સંબંધમાં તો કોઇએ ભૂલાવો ખાધો નથી, ને કોઇ ખાય એમ નથી. એ તો નજર પડતાં જ કૃત્રિમ જણાઇ આવે છે. કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે નાટક કાવ્યનો અભ્યાસ કરતાં પ્રેમાનંદ કૃત્રિમ શૈલીમાં લખે છે એ વાત દષ્ટિ બહાર ન હોવી જોઇએ.

નાટકની પ્રૌઢ ગૂજરાતીમાં ભારતી વૃત્તિના સંસ્કૃતનો આભાસ આવ્યો છે, વસ્તુસંકલનામાં શૂદ્રક અને વિશાખદત્તનું સંવિધાનચાતુર્ય ઊતર્યું છે, પાત્રભેદના નિરુપણમાં પણ સંસ્કૃતની સાવધાનતા સચવાઇ છે, એમ ગીર્વાણ નાટ્યસાહિત્યની સુંદર છાયા પ્રેમાનંદનાં નાટકોમાં સંક્રાંત થઇ તેને શોભા આપનાર બની છે; ત્યારે તત્કાલીન ભવાઇની ગ્રામ્યતાની છાપ પણ તેના ઉપર પડ્યા વગર રહી નથી, એ શોચનીય વાત જણાવ્યા વગર ચાલતું નથી. એ ગ્રામ્યતા શોકયોની ઉક્તિમાં આગળ પડતી જોવામાં આવે છે. કૃષ્ણ ભગવાનના અંતઃપુરમાં રુક્મિણી અને સત્યભામા વચ્ચે પણ અભણ અકુલીન સ્ત્રીઓને જ છાજે એવી ગ્રામ્ય ગાળાગાળી સાંભળિયે છિયે. પ્રેમાનંદે સંસ્કૃતના ઉત્તમ આદર્શના પરિચયને લીધે ભવાઇની અશ્લીલતાનો ત્યાગ કર્યો તેની સાથે તેની ગ્રામ્યતાનો પણ ત્યાગ કર્યો હોત, તો એનાં નાટકોનું મોટું કલંક દૂર થાત. પ્રેમાનંદના મનની એ એક પ્રકારની નિર્બળતા કહો કે ગમે તેમ, પરંતુ શ્રોતા જેથી રાજી થાય એવા પ્રયોગ ઉત્તમ આદર્શમાં પણ તેનાથી વાપર્યા વગર રહેવાતું નહિ; એ વાપરતાં તે ઔચિત્ય અનૌચિત્યનો વિચાર ભૂલી જતો., રસ પોષવાની સાવધાનતા તે ખોઇ બેસતો, પાત્રની યોગ્યતા જાળવવાની જરૂર વીસરી જતો. સામાન્ય વર્ગને માટે ગોળ ટીખળ ને પરિહાસનાં વચન અસ્થાને તે વાપરી જાય છે. "સાધુ પિતાને મહા દુઃખ દેવા મુજને રીમંત શે આવ્યું" એવું કહેનારી સાધુ પુત્રીને જ રહોડે લોકને રંજિત કરવા 'ઘડો ફૂટે ગજો ટીકરી, મા વિના તેની દીકરી' એવાં જોડકણાં જોડાવે છે પ્રકરણને શોભા આપે અને રસને પોષે તથ, 'મોહવારણી પી પડ્યો ?' એ ઉક્તિતનું ઔચિત્ય દ્દ કરે એવું વૈદર્ભીમાં

વેલ જાણે હેમની અવેવ ફૂલે ફૂલી
ચકિત ચિત્ત મારું ને ગયો દૃતત્વ ભૂલી.

એ કડીમાં યોજેલા રૂપકને અધવચ પડતું મૂકી આલંકારિકને અલંકારથી આંજવાના મિથ્યા મોહમાં 'સામસામા રહ્યા શોભે વ્યોમ ભોમ ને સોમ' વગેરે પંક્તિ ઉપર પંક્તિ ઉમેરી અલંકાર ખડકવા મંડી જાય છે! આવાં પ્રમાદસ્થાનો એનાં કાવ્યોમાં શોધી કાઢવાં સહેલ છે. પરંતુ એવાં ન્હાનાં મોટાં ધાબાં છતાં પ્રેમાનંદ વલ્લભના ખોળામાં 'પ્રતાપી પ્રભાકર' જ છે. એક એકકને માટે જોઇયે તે કરતાં વ્યાખ્યાન લાંબું થઇ ગયું છે, ને કોઇના દોષ જોવા રુચિકર પણ નથી, તેથી વલ્લભના જ વંદનવચથી અટકું છું.[1]

---

૧ પ્રેમાનંદની જયંતી ઉપર તા. ૩૦ મી જુલાઇએ અમદાવાદની સાહિત્યસભામાં વાંચેલો આ લેખ છે. એ એકમાર્ગી છે. એમાં પ્રેમાનંદના જીવનના પાંચ મોટા બનાવોની નોંધ છે. એમાં પ્રેમાનંદે રચ્યા ન હતાં તેને નામે ચડેલાં ત્રણચાર કાવ્યનાં પ્રસંગોપાત્ત નામ આપી મતોાર માન્યો છે; પરંતુ પ્રેમાનંદનું ઓગણત્રીસ કડવાંનું ઓખાહરણ આજ ખેડાવાળ રાજારામસુત ગોવિંદરામ-જે પ્રથમ કલ્યાણનકનનો અને પાછળથી પ્રીતમનો શિષ્ય થયો હતો અને જે હરિશ્ચંદ્રાખ્યાનનો કર્તા છે-તેમને હાથે સંવત ૧૮૫૬ ના આસો સુદિ ૭ ને ગુરુવારે કેવું વધીને છપ્પન કડવાંનું થયું અને દયારામને હાથે તેથી પણ વધીને બમણું ત્રગણું થયું, એ વાતનું સૂચન સરખું કરાયું નથી. વળી નરસિંહ મહેતાના જીવનને લગતાં કાવ્યો વિષે પણ કહેવાનો અવકાશ મળ્યો નથી. વિવાદાસ્પદ વિષયો ઉપર પ્રકાશ પાડવા સંશોધકોને વિનંતી છે.

પ્રેમને કે આનંદને કે પરમાનંદ નમું;
નમું કવિભૂષણને, કે પ્રતાપવાનને;
કૃષ્ણસુત પ્રેમાનંદ, કે રામચરણશિષ્ય,
વેદપાઠી, આગમના નમું પ્રેમ પાનને;
ચાતુરવિંશી મણિને, કે માધવમિત્ર નમું;
રત્ન–ગિરા–ગુર્જરને, નમું રૂડાવાનને;
નમું નમું નમું કહ્યું; કહે પણ અંગે નમું!
વલ્લભ કવીશ તોય ધારે ના એશાનને.

વલ્લભ સાથે સંમત થઇ આપણે પણ કહિયે, કે આભારબુદ્ધિથી મુગ્ધ બન્યા સિવાય અર્થાત્ વાસ્તવિક યોગ્યતાના સ્વીકારપૂર્વક બાલપ્રેમના મૂર્તિરૂપ, કાવ્યાનંદના પ્રભવરૂપ, પર આનંદ જે બ્રહ્માનંદ તે પરમાનંદસ્વરૂપ, સંસ્કૃત–પ્રાકૃત–અતિપ્રાકૃત કવિઓમાં ભૂષણરૂપ, અકવિને કવિ બનાવે એવો પ્રતાપ ધરાવનારા, કૃષ્ણભટની ખ્યાતિ વધારનારા સપૂત, રામચરણ ગુરુનો આદેશ માથે ચઢાવનારા સચ્છિષ્ય, સ્વાધ્યાયનું અધ્યયન રાખનારા બ્રહ્મવર્ચસ્વી, શાસ્ત્રપુરાણનું પ્રીતિથી પાન કરનારા, ચોવીસા બ્રાહ્મણોમાં શિરોમણિ, શ્રીની નદી ચલાવી આદરની પાળ બાંધનાર માધવગોહના મિત્ર ગુર્જર ગિરાના ચૂડામણિ—શુદ્ધ સત્વના પ્રાધાન્યથી સદૈવ પ્રસન્નમૂર્તિ જે પ્રેમાનંદ તેમને નમસ્કાર! એ વ્હાલા કવીશ્વરને કોઇ ને કોઇ રૂપની અનન્યભાવનાથી ફરી ફરીને નમસ્કાર !

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

૯.

# બાલાશંકર ઉલ્લાસરામ.*

બન્ધુઓ !

विन्देम देवतां वाचममृतामात्मनः कलाम्—અમૃત સ્વરૂપ અને આત્મકલારૂપ ભગવતી વાગ્દેવી અમને

मंगलम् પાવન કરો એ સુન્દર ભક્તિપૂર્ણ સ્તવનમાં મહાકવિ ભવભૂતિના હૃદયનો શ્રદ્ધામય રેખાનું જોઇને અપૂર્વ આનંદ અનુભવાય છે; પરન્તુ તે કવિ-વાણીનું ગૌરવ જ્યારે આપણા અર્વાચીન કવિવર કાન્તની રમણીય પંક્તિઓમાં વાંચીએ, જોઇએ છીએ, ત્યારે આપણી ગુર્જરીનું સુભાગ્ય ઉજળું, આશાભર્યું પ્રતીત થઇ, આપણાં હૃદયોની કલા વિસ્તરતી 'જો, આપણને એ અમૃતત્વ અજવાળો', એ યાચના આપણા આત્મજીવનમાં સર્વત્ર વ્યાપ્ત નથી થઇ રહેતી ?

---

* ઇ. સ. ૧૯૦૫ ના એપ્રીલની તા. ૫ મીએ અગર તે અરસામાં, આ લેખ રા. શ્રી કેશવલાલ હ. ધ્રુવના પ્રમુખપણા નીચે વાંચવામાં આવ્યો હતો. આ અપ્રસિદ્ધ રહેલો લેખ બાઇ કુવળગૌરી જેઠાલાલ ભટ્ટે કાળજીથી સાચવી રાખેલો ને તેમણે આ ગ્રન્થ માટે અમને આપી આભાર કર્યો છે.

" નન્દન વનના પ્રાસાદોની ટોચથી,
" મધુરી કેકા આજે શી ઉભરાય જો !
" સુરભીઓની સાથે સંસારે સેરી,
" અન્તરદ્વારે ગીના શી અથડાય જો !
" 'સુરતા' ની વાડીના મીઠા મોરલા ! "

કવિશ્રી કાન્તની આ પ્રાસાદિત બાનીમાં કવિતા અને મનુહૃદયનો સતત સમ્બન્ધ બહુ સુન્દર રીતે સ્પષ્ટ થાય છે.

દૈવી કુસુમોથી લચી પડતા પ્રદેશોમાં રમણ કરનાર કવિવરોની મીઠી કેકારૂપ વાણી આનન્દનાં તપોવનોમાં-ગિરિશિખરોની કુંજોમાંથી નીકળી આવી, 'અવિરામ માધુરી ઝર્યા કરતી' અહા ! આજ કેટલી ઉમંગભરી ઉછળી રહી છે ? માનવ હૃદયની સુવાસલહરીઓની સાથે જગતમાં સરતી એ ગીતઝરણીઓ આત્મમન્દિરોનાં આન્તરદ્વાર ખુલ્લાં કરી નાંખી કેવા વેગથી અંદર વહી રહી છે !

આજનો વિષય પણ એવી જ લલિત, મધુર, રસભરી કવિવાણી પરત્વે છે; સ્વદેશના ગૃહ અને રાજ્યરંગમાં

**કવિની ભાવના.** કવિવર નર્મદની વાણીની પેઠે એ ઘુમી નથી, રસપ્રેમી હરિલાલ ધ્રુવનાં કવનની પેઠે વિકાસ પામતા ઉમંગોમાં ઉત્સાહની ગેબી ફુંક તેણે ફુકી નથી, ભાવના અને કલ્પના કલાની લહરોમાં કાન્ત અને નરસિંહરાવની ઉર્મિઓની પેઠે તે રમી નથી; હૃદયગુહાઓનાં ઉંડાં ઢંઢાણોમાં મણિલાલ અને ગોવર્ધનભાઇની જ્ઞાનભક્તિભરી ઝરણીઓની પેઠે તે ઉતરી ભાસતી નથી; છતાં તેણે પણ ઘણું કર્યું છે. પ્રેમભક્તિમય રહી—સુન્દરતાનું સેવન—પ્રભુતાનું પૂજન સંસ્કારી કવનમાં કવિવર બાલે કર્યું છે. હાફિઝનો સુફીવાદ, નારદ-શાંડિલનો પ્રેમધર્મ, બાયરન-બર્ન્સ અને મુરનો-

કાવ્યરંગ આપણી ભાષામાં એક નવીન, સુન્દર, સુખકર વાણીમા તેમણે જમાવ્યો છે, અને કવાન્ત કવિ, હરિપ્રેમ પચદશીમા એ મહાશય આપણને એવી કવિતા–પ્રીતિધર્મની સામગ્રી આપી ગયા છે કે જેને માટે આપણે એમના હમેશાંને માટે ઓશિંગણ રહેવાનાજ.

બીજુ કંઇ ન કર્યું હોય, તેમની કવિતાનાં આન્તર તત્વો–ભાવોમા આપણે ન ઉતરીએ, તેમની કાવ્યલહરોની સપાટી ઉપર જ આપણે તરીએ તો પણ શું ? જીવનના મહાન ઉદ્દેશોની સાથે કવિજીગર ધડકતું નહતું એમ ક્ષણભર માની લઇએ તોપણ તેથી એમની કાવ્યપ્રભા જરા પણ ઓછી થતી નથી.

" રોગ ન દેજો કવિવરને જે લતાકુંજ આરામ કરે,
સુખશાન્તિ જ્યા વરી રહી છે, હરી મનિંનો ત્યાગ કરે."

કવિઓની જીવનવેલના મૂળ એક કાળને માટે નથી જ. "વસન્ત"ના માજર તન્ત્રી કહે છેઃ " કવિતા તે કવિનુ પોતાનુ મનરંજન કરવા માટેનું રમકડુ નથી. એ જેવી શક્તિએ તો ઘણું વધારે ઉન્નત કાર્ય સાધવાનુ છે એણે સમસ્ત સમાજના અન્તરમાંમા પ્રવેશ કરી, સમાજમા નવુ માનુષવૃત્તિઓનુ બળ, નવુ રસિક નેત્રનુ તેજ, નવી અધ્યાત્મ દૃષ્ટિ ઉત્પન્ન કરવાની છે અને એને પરિણામે સમાજને ઉદયક્રમમા એક ભૂમિકા આગળ ચઢવાનુ સામર્થ્ય આપવાનું છે. " આ ઉચ્ચવાહિની વિચારમાળાને વધાવી લેતા આપણે એમ પણ કહેવુ પડશે કે કવિવાણી એક કાળ માટે નથી, એક પગથીઆને કે પગલીને માટે પણ નથી આપણને કોયલના સુર શ્રવણ થાય પણ રહસ્ય પામવાને સઞ્ચારી હૃદયો ઉત્પન્ન થાય ત્યારે જ તેમા કવિતા–રમ પ્રીતિનો વેગ નિહાળાય છે એટલે એમા કઇ કોકિલના ' કુહુ '

સ્વનો દોષ છે એમ તો નહીં જ મનાય. પરિણામે તો-કાળક્રમે તેટ સંસ્કારી વાણીની સફળતા છે જ. કવિવર નરસિંહરાવ સ્વાનુભવ કહે છે તેમઃ—

" હૃદયકુંજ વિષે વસી કુંજતો
કય અલૌકિક કોકિલ કો સુણ્યો
રવ મનોરમ એ મન રુચતો
વહી રહે ધ્વનિ કુંજ વિષે ઝીણો. "

એમ ઘણી વાર બને છે છતાં

" મનુજ જીવનનાં મનનાં વળી
અનુપ ગાન હું એ ન શકું કળી
કંઇ રહસ્ય ઉંડાં ઝળકાવતું
તદપિ એ સુજને મન ભાવતું. "

અને એ પ્રમાણે માત્ર મનોરંજક થઇને પણ કવિતા હૃગરમાં એકવાર ઉતરી તો પછી ધીમે ધીમે પણ એનો પ્રવાહ તેના સકળ પ્રદેશને રસપૂર્ણ કર્યા વિના રહેતો જ નથી. એટલા માટે જ કહ્યું છે કેઃ—

The Poet chant may be a thing,
Of lightsome tone and word,
But a living sound may dwell in a string.
That shall waken and rouse as its echoes fling.
Till myriads breasts are stirred.

લ્હેરોમાં ઝબોળાયલાં રસિક હૃદયોને શું અશક્ય છે ? કવિના હરી, સત્ય, રસવાહી પ્રેમપૂર્ણ હૃદયનાં કવન હરો, સહૃદય અધિકારી હૃગર હરી તો પછી ઉપરની મરાળી માગણી ઉપડતાં વાર નહીં જ લાગે.

વિશ્વરચનાની દૈવી સુન્દરતાનું સ્વરૂપ આપણા કવિવરના હૃદયમાં એટલું ઉંચું છે કે વિશ્વપિતાને પણ હેનાથી, પોતાની કૃતિથી જ વિવશ. મોહીત થઇ ગએલા તેમણે કલ્પ્યા છે.

" એવી સુન્દર મોહિની અહહહા ! કામી પિતાને કર્યો,
" શું આશ્ચર્ય કદાપિ મોહિન થઇ હું શાર્ણું જેને કર્યો;
" સર્વે સાક્ષર નમ્ર ભાવિક જનો જેના-રહે આરતી
" તે દેવી નિત નિત્ય મંગલમયી ત્વાંમાલુમે ભારતી. "

'ભારતી ભૂષણ'ના ઉદ્દેશ સૂચન તરીકે પણ ભારતી-ભગવતી-વાગ્દેવીનું એજ પ્રકારે યાચન રાખી તેને અનુસરવા બાલાશંકરે જીવન પર્યંત યત્ન કર્યા કીધો હતો તો પછી પ્રારંભમાં આ મંગલયાચના વિના એવુંજ સુન્દર, એવું જ મનોરમ બીજું શું યાચવું ?

અહીં એક વિજ્ઞાપના રજુ કરૂં છું:—

કવિવર બાલની કૃતિઓના સંપૂર્ણ અભ્યાસનું આ લેખ ફળ નથી, તેમ ભક્તિભાવનાના ગુહ્યતમ સિદ્ધાન્તો, સુફીમતનાં અંતીમ રહસ્યો, એના ઉંડા-ગહન ભાવના અર્થ, કવિતાની આન્તર લહરીઓ સમજ્યા વિના પ્રયાસ નિષ્ફળતાજનક છે એમ મ્હેં માન્યું છે. બાલાશંકરના હૃદયની તરંગાવલિનું અધ્યયન ઘણું ઉપયોગી છે પણ કઠિન છે. ઉપરથી શાંત લહેર લહકાતું તેમનું હૃદસરોવર બહુ ઉંડું છે. આપણે તેમની કૃતિઓ જેમ જેમ વાંચીએ છીએ, વિચારીએ છીએ, રસ પ્રાસન કરીએ છીએ, ભાવનાને અંતરમાં ઉતારીએ છીએ, તેમ તેમ તેમના જીગર સાથે આપણું જીગર એકતા પામતું જાય છે અને તે બન્ને આત્મતત્વોનો દૃઢ સંજોગ એ જ સુન્દરતા —પ્રભુતાનાં દર્શનની સુભાગ્યશાલિતી પણ એમ અચૂક થઇ આવશે

એ વિશે આ હૃદયને પૂર્ણ શ્રદ્ધા છે. મને એ અધિકાર પ્રાપ્ત થયો નથી, થવો મુશ્કેલ છે માટે 'શ્રદ્ધા' શબ્દ વાપર્યો છે; પરન્તુ સહૃદયતાથી કવિવર બાળનાં કવનો પોતાના ચિત્તમાં ઉતારવા પ્રયત્ન થશે તો પણ એ 'આકાશના ઉમ્મર ઓળંગીને કોઈ અવનવા તેજને તરતું' તો અભ્યાસક નિહાળી શકશે એ ખાત્રી છે.

---

**મહાયુગ અને આન્તર-યુગનો સંયોગ.** આપણા કવિતાના સાહિત્યમાં નરસિંહ, પ્રેમાનન્દ, નર્મદના મહાયુગ ( Periods ) જેમ જોવામાં આવ્યા છે તેમ તે પ્રત્યેક યુગની વચ્ચે અફરેટો, એટલે-ભાલણ, દયારામ અને નરસિંહરાવનો આન્તરયુગ પણ દર્શનીય થયો છે: એ ઇતિહાસ કલાનું અવલોકન અન્ય સ્થળે થયું છે. આ સમયે મહાયુગ અને આન્તરયુગના સંયોગનો કાલ હતો, અને ૧૮૭૯-૮૦ થી ૧૮૯૦-૨ સુધીમાં એ સર્વનો સંયોગ થઈ ચૂક્યો એ આપણા ઇતિવૃત્તમાં સંસ્કાર-સફળતાનું વિલોકન કરાવતી યશસ્વી વાર્તા છે: પરન્તુ એ વર્ષાવલિમાં તેના શિરોબિન્દુએ વિરાજતુ ૧૮૮૭ નું સુહાગી વર્ષ ગુજરાતી ભાષાને, તેમજ આપણા આજના વિષયને માટે, સોનેરી અક્ષરે આલેખાવા યોગ્ય હોઇ તે તરફ સહજ નજર ફેરવીએ.

**અદ્ભુત સાહિત્ય પ્રવૃત્તિ: ઇ. સ. ૧૮૮૭ નું વર્ષ તેનું શિરોબિન્દુ.** નર્મગદ્ય તેના સંગ્રહીત રૂપમાં બહાર પડ્યું, અસ્તોદયની પ્રથમ આવૃત્તિ પ્રકાશિત થઈ, અને દલપત કાવ્યની પ્હેલી આવૃત્તિ તથા ભીમરાવનું મેઘદૂત બ્હાર પડ્યું ત્યારથી આ અદ્ભુત સાહિત્યપ્રવૃત્તિનું દશક આપણી નજરે ઉલ્લાસમયું તરે

છે. કાન્તા, માલતી માધવ અને ઉત્તર રામચરિત, હરિલાલ ધ્રુવનું આર્યોત્કર્ષ અને તેમના શોધખોળની નરસિંહરાવના કાવ્યોની શરૂઆત, કાદમ્બરી, નારીપ્રતિષ્ઠા, કલાન્ત કવિ–બુલબુલ અને મકરંદનાં સુવાસપૂર્ણ લખાણના દર્શનની સાથે, બનાવટી કૃત્રિમ કવિતાશૈલીનો છેલ્લો ઝબકારો–અને સમીપ નાશ પણ આપણે એજ અરસામાં જોઇયે છીએ. નીલકંઠકવિતા, વિજયવાણી, પ્રતાપકાવ્ય, રાણકદેવી, પ્રતાપ નાટક, રણછોડ ગણુરામ પ્રકાશિત માર્કંડેય પુરાણ અને એવાં અનેક પુસ્તકો આપણી નજરે પડે છે.૧૮૮૫માં કવીશ્વર દલપતરામને સી. આઇ. ઇ. નો ખિતાબ આપવામાં આવે છે. અને ૧૮૮૬ માં તેમનું સ્મારક ફંડ તથા કવિ બુલાખીરામ–ઉક્ત વર્ગના પ્રતિનિધિનો સ્વર્ગવાસ થાય છે. પ્રાચીન કાવ્યોના શોધસંગ્રહ, અપ્રસિદ્ધ કવિતાનું પ્રકાશન, અને જૂના કવિઓની કૃતિઓનો ઉદ્ધાર પણ આ સમયમાં જ નિહાળાય છે. પ્રાચીન કાવ્ય ત્રિમાસિક, કાવ્ય દોહનનુ રા. સા. મહીપતરામે કરેલું સંશોધન, પ્રાચીન ગુર્જરની પુસ્તકમાળા, નારાયણનાં લખાણો, ભામિનીભૂષણ, મુદ્રારાક્ષસ–નારા વગેરેનાં ભાષાંતરોનો પ્રારંભ પણ એટલામાં જ થએલો છે. તે પછી ઇ. સ. ૧૮૮૭ ના કીર્તિવંત, ઓજસ્વી વર્ષમાં આપણે આવી પહોંચીએ છીએ. ભારતીભૂષણ જન્મ પામે છે; હરિપ્રેમ પંચદશી અને પ્રેમજીવન પ્રત્યક્ષ થાય છે; સરસ્વતીચન્દ્ર ( ભા. ૧ ), કુસુમમાળા અને બૃહત્ કાવ્યદોહન ( ભા. ૧–૨ ) સાંપ્રત કાળમાં તેમના લેખક–સંગ્રહકારને સાહિત્ય સામ્રાજ્ય અપાવનારા ગ્રન્થોની સાથે અરેબિયન નાઇટ્સનું ગુજરાતી પ્રેસનું શુદ્ધ ગુજરાતી ભાષાંતર, ઇન્દ્રજીતવધ કાવ્ય, અને અંશુમતીનું બંગાળીમાંથી ગુર્જરીમાં આવા-

હન પણ દષ્ટિગોચર થાય છે. ૧૮૮૮ માં નવલરામનું પરલોકગમન અને ૧૮૯૨ માં વ્રજલાલ શાસ્ત્રીનો દેહત્યાગ અને Classical Poets of Gujaratનું પ્રકાશનઃ તેમ થોડા વખત પછી બાલાશંકરનું ગુ. વ. સોસાયટીમાંથી વડોદરે જવું અને 'ભારતીભૂષણ' અને 'ઇતિહાસમાળા'નું બંધ પડવું: એ સમયમાં પણ ઇતર લાભદાયી પ્રયાસ થએલા છે. વડોદરાના સાહિત્યપ્રેમી નરેશની ચિરકાળ ઉદારતા દર્શાવતી રહેલી પ્રાચીન કાવ્યમાળા જન્મ પામે છે, અને શ્રાવતી, ગુલાબસિંહ, ગીતગોવિન્દ, પ્રાર્થનામાળાનો બીજો ભાગ, કુંજવિહારનાં કાવ્યો, રત્નમુદ્રા, મૃચ્છકટિક આદિ કંઇક ઉત્તમ ગ્રન્થો બહાર પડે છે. આવાં આવા અનેક રંગબેરંગી કનકકિરણોથી સુપ્રકાશિત, સુન્દર ઝળક મારતા સાહિત્યરત્નોના સમહથી પ્રનાપવાન બનેલા આ દશકને ત્રિવેણી સંગમ તરીકે આપણે ઓળખી શકીશું. દલપતશૈલીનો છેલ્લો પ્રકાશ, નર્મશૈલીનું નવીનતા ભર્યું રૂપાન્તર અને મણિલાલ, ગોવર્ધનરામ તથા નરસિંહરાવની રસ-ત્રિપુટીનાં સંસ્કારી આન્દોલનોમાં ઝુલતા આન્તર્ યુગનો પ્રારંભ—એ બધુ આ કાળમાં જ થાય છે. હરિલાલ ધ્રુવ અને બાલાશંકર એ પ્રવૃત્તિની સમયમૂર્તિ તો ન હતા, પરન્તુ ત્હેના પ્રારંભક નેતા હતા. હરિલાલના પ્રયાસ નર્મદને પથે વહન કરતા હતા, એટલે કંઇક પણ તેજ જે રહ્યું હતું તેથી દોરાતાં સહૃદય મનુષ્યો ત્હેમની પાછળ પાછળ થોડોક વખત ચાલ્યાં. કવિવર બાલના પ્રયત્નો સર્વ દિશાઓ-માંથી તેજલહરોનું પ્રાશન કર્યાં છતા સનાતન નનનતાની મંજુલ તરંગોની પ્રતિની રૂપ હતા, ત્હેમને અનુસરવા કંઇક પ્રયાસ થયા પણ તે વ્યર્થ નીવડયા. આલ્પ્સ ગિરિરાજના ઉચ્ચતમ શિખરનું

દિગ્વિજયી ગજરાજ વિભૂતિ એના સાથે 'હૅનીબાલ' જ કરી શકે. તોપોની સાથે હયપાયદળવાળા લશ્કર સહિત 'નેપોલીયન' જ કરી શક્યો. ( પરન્તુ સૈકાને સૈકા પર્યન્ત અન્ય મહારથીઓની ગતિ પણ ત્યાં થઈ શકી ન હતી. ) તેમજ દિવ્ય સુન્દરતાની ઝાંખી, પ્રતિભામય કલાનું સ્વામિત્વ, સતત વિકાસમાન અલૌકિક કાવ્ય-ઉર્મિઓના સુર અંતરમાં ગુંથી તે જગતમાં જગતની વસ્તુઓ સાથે સામ્ય કરી ઉતારવા એ કઠિન હતું. એટલે એ માર્ગ અન્ય સર્વને માટે હજુ સુધી " અગનિગમન " સમાન રહ્યો છે, એ આશ્ચર્યજનક નથી. સર્વવ્યાપી પ્રેમબ્રહ્મમાં રસલીન થઇ જવું એ આલ્પ્સના ઉલ્લંઘન કરતાં પણ વધુ કઠિન જ છે.

## ૨ કવિ જીવન.

**જીવનવિકાસ, અધ્યયન, જ્ઞાન તથા સહયોગી પ્રવાહો.**

કવિવર બાલના જીવનવૃત્તાંત વિશે બહુ જણાયલું નથી. જે થોડુંઘણું હું જાણી શક્યો છું, તે હેમના એક મિત્રે કરેલી હેમની જીંદગીની હસ્તલિખિત ટુંકી નોંધ ઉપરથી જ છે. એટલું હજુ ગુજરાતનું સદ્ભાગ્ય છે કે કવિવરના ઉપાસક, અનુયાયી વર્ગમાંથી પણ કેટલાક મિત્રો છે કે જેમની પાસેથી હેમનાં લખાણોનો સંગ્રહ, હેમના પ્રીતિપરિચયની વાર્તાઓનો સુવાસ મળી શકે છે.

બાલાશંકરનો જન્મ ઇ. સ. ૧૮૫૮ માં રા. સા. ઉલ્લાસરામ અર્જુનરામ, જેઓ મામલતદારને ઉચ્ચ દરજ્જે હતા, હેમને ઘેર થયો હતો. જે સાલમાં હેમના બાલમિત્ર સ્વર્ગસ્થ મણિલાલ નભુભાઇનો જન્મ થયાનું પણ આપણે જાણીયે છીએ. તેમને એક બ્હેન હતી

છતાં એકના એક પુત્રની સ્થિતિમાં હોવાથી બાલાશંકર ચૌદ પંદર વર્ષની વય સુધી એમના પિતાની સાથે જ રહ્યા હતા, એટલે સ્વાભાવિક નિયમ પ્રમાણે પિતાહૃદયની છાપ આપણા કવિવરના જેવા કોમળ, વિકાસમાન મન ઉપર દઢતાથી બેસે એમા કાંઇ નવાઈ જેવું નથી. ઉલ્લાસરામભાઇ ઉદાર, ગાયણ અને ફારસી સાહિત્યના શોખીન હતા, અને આ સર્વ ગુણ બાલાશંકરમાં ઘણી વધારે સબળતાથી ઉતર્યા. ૧૮૭૨ ના આસરમાં નડીયાદની એંગ્લો-વર્નાક્યુલર સ્કૂલમાં એ દાખલ થયા અને થોડા જ સમયમાં મણિલાલ નભુભાઇ અને અન્ય સહાધ્યાસી યુવકોની સાથે હેમને ગાઢી મિત્રતા થઇ. "મણિલાલની જયન્તી" વિશેના લેખમાં હેના વિદ્વાન્ લેખકે કેટલીક આ સમયની હકીકત જણાવી છે તે બાલાશંકર અને મણિલાલ બંનેના જીવનપ્રારંભના ઐક્યની તવારિખરૂપ હોવાથી અહિં તેમાંથી થોડા ઉતારા આપ્યા છે "આ અરસામા સ્વ. બાલાશંકર ઉલ્લાસરામની દોસ્તીથી મણિલાલને થએલા એક અસાધારણ લાભની નોંધ લીધા વિના ચાલશે નહીં. સુરત વગેરે તરફ ફરતાં બાલાશંકરને કોઇએ કાવ્ય રચવાનો છંદ લગાડેલો અને એ છંદ એમણે મણિલાલને ચડાવ્યો. મણિલાલ, બાલાશંકર અને એક ત્રીજા મિત્ર મોહનલાલ પ્રસાદરાય એમની મુખ્ય ગમ્મત ઘણાં વર્ષ સુધી એજ રહી કે, કવિતા વાંચવી, સમજવી અને કરવી-આ ત્રયમંડળના પ્રકાશક ગ્રહો વિદ્વદ્વર મણિલાલ અને કવિવર બાલ હતા. એકના અસાધારણ બુદ્ધિબળથી અને અન્યના રસિક હૃદયબળથી તે સમયના તેમના સહાધ્યાયીઓ તેમના પ્રતિ બહુ માનની દૃષ્ટિથી જોતા હતા. સાંકળચંદ શેઠ પણ વખત મને કહેતા

હતા કે કવિવર બાલનાં અરણોદય સમયે સ્ફુરતા નવીન કવનો સાંભળવા તે આતુરતાથી વહેલા ઉઠી બાલાશંકરને ત્યાં જતા હતા. આ બાલમંડળમાં કાવ્યસાહિત્ય અને ભાષાવિદ્ધિના વિષયો ચર્ચિત થતા, અન્ય ભાષાનાં પુસ્તકો વંચાતાં, તેમનાં ભાષાંતર થતાં, અને સર્વદા, સર્વદેશીય, અને કવિતાકળા દિનપરદિન વૃદ્ધિગત થતી જતી હતી. એવામાં તે સમયની સામાજીક પ્રવૃત્તિઓના આવશ્યક તરંગરૂપ મંડળીઓ કહાડવાનો ઉત્સાહ આ મિત્ર વર્ગમાં પણ સચેતન થયો અને સાંસારિક પ્રવૃત્તિઓ માટે જ્ઞાતિની 'સ્વસુધારક સભા' તથા ધાર્મિક જાગ્રતિ માટે 'પ્રાર્થના સમાજ' કહાડવામાં આવી. અહીં "મણિલાલની પોતાની તથા બાલાશંકરની કવિતા પણ ગવાતી. બાલાશંકરને હિન્દી કવિતાનો પણ શોખ લાગ્યો અને એમણે દર રવિવારે અમદાવાદ રા. દલપતરામ પાસે ભણવા જવા માંડયું, અને ગાવા બજાવવામાં પણ એક ઉસ્તાદ પાસેથી શાસ્ત્રીય નિપુણતા મેળવવા માંડી." આગળ જતાં "સ્વસુધારક વિસ્તાર પામી, સાઠોદરા જ્ઞાતિશુભેચ્છક સભા બની હતી. ત્હેમાં જ્ઞાતિના સુધારાના અનેક પ્રશ્નો ચર્ચાયા, ઠરાવો પસાર થયા, પણ ફળ નહિં એવું જ આવ્યું. પ્રાર્થના સમાજ બંધ થઇ, અને સ્વસુધારક કુદરતી રીતે આયુક્ષીણ થઇ ગઇ! પણ તે બંને પ્રયત્નોમાંથી બાલાશંકર અને મણિલાલને મળેલું ફળ, સાહિત્ય જ્ઞાનનો શોખ ધીમે ધીમે પકવ થતો ગયો." "૧૮૭૬ માં મણિલાલે 'શિક્ષા શતક' નામની એક ન્હાની ચોપડી બહાર પાડી અને પ્રેમી મિત્રે તે બાલાશંકરને અર્પણ કરી;" અને તે બંને કવિવરો હજુ પણ સંગીત અને કવિતાને કિનારે કંઈક કાળ અર્ધનિદ્રિત જીવનમાં વ્યતીત કરતા, આપણે જોઇએ છીએ.

આ સ્વપ્નો કેટલાં પ્રત્યક્ષ થયાં તે એ બન્નેનાં જીવન ઇતિવૃત્તના અભ્યાસકોને સુવિદિત છે. મણિલાલ વધારે કરી શક્યા, ત્હેમનું કર્યું વધારે લાભદાઈ થઇ શક્યું એ આપણા સાહિત્યના ઇતિહાસની સુપ્રસિદ્ધ વાર્તા છે; પરન્તુ બાલાશંકરે કેટલું કેટલું પોતાની જન્મભાષા માટે કરવાનું નિર્માણ કર્યું હતું, તેમાંથી કેટલો અંશ માત્ર જ ઉપજી ફળદાયી થઇ શક્યો એ કેટલાં થોડાં મનુષ્યો જાણે છે ? છતાં આજના વિષયને માટે તે મહત્વનો સવાલ નથી. ત્હેમણે કરવા નિર્ધાર્યું હતું તે નહી પણ જેટલું એમણે કર્યું છે તેજ આપની પાસે મૂકવાની મ્હારી કર્તવ્યભૂમિકા હું સમજું છું.

**અનેક માર્ગી પ્રવૃત્તિ અને ત્હેનું પરિણામ.**

" શિક્ષાશતક " પ્રકાશિત થયા પછી આ બન્ને સાક્ષરોના જીવનપ્રવાહ ભિન્નભિન્ન માર્ગોમા વળ્યા. યોગશાસ્ત્રોના અભ્યાસક, કર્તવ્ય મીમાસા અને ન્યાયશાસ્ત્રના જ્ઞાતા, તથા વેદાન્ત વિષયક ગ્રંથોના મહાશાસ્ત્રીનું જીવન હવે શિષ્યવૃત્તિ ધારણ કરી વધુવધુ દઢાભ્યાસ નિમગ્ન રહ્યું. બીજું કારણ એ પણ હશે કે દ્રવ્યસાધનની પ્રતિકૂળતાએ એમની આંખ ઉઘાડી. બાલાશંકરને એજ પ્રકારની સાધ્યનાએ હમેશને માટે હાની કરી. એકનો એક પુત્ર, પિતા સમૃદ્ધિવાન, સત્તાવાન, ઘરમા કોઇ કહેનાર નહી, સ્વાભાવિક વૃત્તિચાંચલ્યતા ને ત્હેમાં સસ્કૃત, ફારશી, ઇંગ્રેજી અને વ્રજ કાવ્ય સાહિત્યનો અભ્યાસ ( અને તે પણ સ્વતંત્ર, તરંગી કવિઓનો ) એ સર્વ પાછળ થએલા કાળવ્યયે ત્હેમના પરીક્ષાના અભ્યાસને ક્ષતિ લગાડી. દ્રવ્યસાધને, સ્વાભાવિક ઉદાર વૃત્તિએ ત્હેમને વિવિધ માર્ગે જતી પ્રવૃત્તિઓમાં ઉતાર્યા; અને સર્વમાંહી

ચંચળ પ્રકૃતિએ શાળાના ધોરણાનુસાર અધ્યયન ઉપરથી ભાવ ઉડાડી નાંખ્યો. એટલે ક્રમાનુસાર જ્ઞાન તો તેમને મેટ્રિક્યુલેશન સુધીનું જ મળી શક્યું હતું

ગુજરાત કોલેજમાં એમણે બે વર્ષ એફ. એ. ની પરીક્ષાર્થ પ્રયત્ન કર્યો હતો; પણ તે ઇતર વાચનના શોખને લીધે તથા કેટલાક પ્રતિકૂલ સોબતીઓના સહવાસથી નિષ્ફળ ગયો હતો.

૧૮૮૦ માં ધોધાના કસ્ટમ ખાતામાં એમને વીસ રૂ. ની જગો મળી હતી. કસ્ટમ ખાતામાં માત્ર અગીઆર મહિના નોકરી કર્યા પછી તેમને મી. બારોડેલ કલેક્ટરના સમયમાં ભરૂચમાં રેવન્યુ ડીપાર્ટમેન્ટમાં સને ૧૮૮૧-૮૨ માં કારકુનની જગ્યા પ્રાપ્ત થઈ હતી. થોડો સમય રજીસ્ટ્રેશન ડીપાર્ટમેંટમાં રહ્યા હતા. આ નોકરીના શુષ્ક જીવન સમયમાં પણ આ કવિવરે સાહિત્યની અન્ય શાખામાં પોતાની રસિકતા પ્રકટ કરાવી હતી. તે સમયે પુરાતન સ્થળો સંબંધી માહિતી ( archeological remains ) મેળવી, નર્મદાતટ ઉપરના સ્થલોનો ઇતિહાસ સરકાર તરફથી સંગ્રહ કરવાની યોજના થઇ હતી. તે પ્રસંગે બાલાશંકરની નોકરીની કલેક્ટર પાસે માગણી કરતાં મી. આર. કોર્ટની ( R. Courtney ) એસિસ્ટંટ કલેક્ટર ભરૂચ, નીચે પ્રમાણે લખે છેઃ—

" This young man ( *Mr. Balashanker* ) inherits from his father a great taste for languages. He is well acquainted with Gujarati, *Brij, Persian, Urdu, Sanskrit* & *English*. He has a taste for archaelogy & has already deciphered inscriptions. He knows how to transfer fac-similis of inscriptions to paper *. * . * *. *

It seems to me a pity that the valuable & uncommon talents of Mr. Balashanker U. should not be utilized. " * * * * * "

આ લખાણ ઉપરથી સ્વ. બાલાશંકરે કર્નાળીના સંબંધમાં રિપોર્ટ કર્યો હતો અને શિલાલેખોના અર્થનું આવિષ્કરણ કર્યું હતું. મી. કેમ્બેલે ડૉ. બર્જેસને બાલાશંકરને ખાસ લક્ષમાં રાખવા ભલામણ કરી હતી.

ત્યારપછી પોલિસ ખાતામાં તેમની ફેરબદલી થઇ હતી. ત્યાંથી પુનઃ રેવન્યુ ડિપાર્ટમેંટમાં પાછા આવ્યા, અને થોડો સમય કલેક્ટર ઑફિસમાં રહ્યા. પછી તેમની બદલી આમોદમાં ટ્રીઝેરર તરીકે થઇ હતી. (૧૮૮૨–૮૩) પ્રકૃતિના બિગાડને લીધે તેઓ લાંબી રજા ઉપર રહ્યા હતા. આ રજાના સમયમાં એમના અંતઃકરણના ઘણા ઉંચા ધર્મો વિકાસને પામ્યા હતા. એમનું જીવન સ્વભાવથી રસિક હોવાથી તેમની પ્રવૃત્તિમાં વડીલો પ્રતિ ભક્તિભાવ,સમાન પ્રતિ અકૃત્રિમ મૈત્રી, અને કનિષ્ઠ પ્રતિ અપૂર્વ વાત્સલ્ય પ્રકટ થયાં હતાં. આ વિશ્રામસમયમાં ભવિષ્યમાં ઉદય પામનાર વિસ્તૃત સાહિત્યકૃતિઓનાં તેમની મનોભૂમિમાં બીજ રોપાયાં હતાં. પિતા સાથે યાત્રા કરતાં, (૧૮૮૪–૮૫) તીર્થ સ્નાનાદિથી શુદ્ધિ સંપાદન કરવા કરતાં, વ્રજભાષાના અપૂર્વ ગ્રંથોના પરિશીલનથી, કાવ્યદેવી પ્રતિની અસાધારણ ભક્તિથી તેમને પવિત્ર થવાનું વધારે સુઝ્યું હતું.સતત સાહિત્યાધ્યયનમાં જીંદગી ગાળનાર સરસ્વતીસેવકને અને તેહેમાં પણ આપણા કવિવર જેવા તરંગવાળી હૃદયને પરતંત્રના કઠિન, દુઃસહ લાગે એ માનવું મુશ્કેલ નથી. અંતે તબિયત દુરસ્ત નહીં રહેતી હોવાથી લીધેલી

લાંબી રજામાં કુટુંબસહ તીર્થયાત્રા અને સકળ ભારતની મુસાફરી. ફરી આવતાં, પિતાના દેહત્યાગ પછી, અલ્પ સમય ત્હેમાં પાછા જોડાયા પછી પણ, સાધનની પ્રતિકૂળતા વધતી જતી છતાં પણ, અંતે નોકરીનું રાજીનામું આપી દીધું અને ( એમનું પછીનું જીવન જગત જોઇ શકે તો) પરતંત્ર કિંવા સ્વતંત્ર—જે માનીએ તે થયા.

" આયર્ન એન્ડ મેટલ ફેક્ટરી " નામના બીડના કારખાના પાછળ એમણે કરેલો કાળક્ષય અને ધનવ્યય જાણીતો છે: હું તો એને જીવનવ્યય જ સમજું છું. એ કારખાનું ફળદાયી કરવાની એમના અનેક ઉમેદો, અનેક પ્રયાસો, બર ન આવી શક્યા. ઘણું નુકશાન ગયું અને અંતે પરતંત્રતા ( જે વાસ્તવિક રીતે કદિ પણ અદશ્ય થઇ જ નહોતી તે ) પાછી ભોગવવાનો કાળ આવ્યો. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આસિસ્ટંટ સેક્રેટરીની જગો તે સમયે ખાલી હતી અને રા. રા. લાલશંકરભાઈ જેઓ ઉમાસરામભાઇના સ્નેહી હતા ત્હેમણે બાલાશંકરને ૧૮૯૩ ના અરસામાં અમદાવાદ બોલાવ્યા. અહીં એકાદ બે વર્ષ રહી વડોદરા કલાભવનમાં ત્હેમને જગો મળવાથી તેઓ ત્યાં ગયા. જ્યાં પણ થોડા વખતમાં મ્હોટા પાયા ઉપર " આયર્ન એન્ડ મેટલ ફેક્ટરી " નું કારખાનું પાછું ઉભું કીધું. માનવામાં આવે છે કે ત્હેમને વધારે આયુષ્ય બક્ષાયલું હોત તો આગલો અનુભવ બહુ ફળપ્રદ થઇ પડત અને ત્હેમના જીવનની મનેચ્છાઓ ( પોતે દ્રવ્યોપાર્જન કરવું એ પોતાને એકલાને માટે નહીં પણ સમસ્ત સાહિત્યઉપાસક વર્ગને માટે જ ) એ ફરી બનાવવાની સુઘડાઇ પણ આવી શકત. પરન્તુ પ્રભુને કાંઇ અન્ય ઇચ્છા હશે; અન્ય પક્ષે ત્હેમના કલ્યાણનું બાધિ નિર્માણ થએલું હશે; એટલે એ કારખાનું

સંગીન પાયા ઉપર આવી શકે તે પ્હેલાં જ એટલે ૧૮૯૮ માં મરકીએ વડોદરામાં દેખાવ દીધો અને અલ્પ સમયમાં આપણા સાક્ષર કવિવર ત્હેના ભોગ થઇ પડયા !

મણિલાલ અને બાલાશંકરના સાહિત્યના સહાભ્યાસ સમયે અને પછી પણ લક્ષ્મીની તે સમયની અનુ-સાહિત્યના અંકુર ફૂળતાને લીધે બાલાશંકરનો સારાં સારાં પુસ્તકો અને ત્હેની ખિલાવટ એકઠાં કરવાનો શોખ પોષણ પામી ઘણો વૃદ્ધિ પામી શક્યો હતો. તેઓ ભાષા, સાહિત્ય અને કવિતાના ફારસી, સંસ્કૃત, ઇંગ્રેજી, મજ બધી ભાષાનાં ગ્રંથો ઘણું મૂલ્ય ખરચીને પણ નામ સાંભળે કે મંગાવ્યા વિના રહેતા નહીં. આવી અનુકૂળતા અને વૃત્તિઓના વેગમાં જે સાહિત્યપિપાસા -પરિપાક પામે, ત્હેનું શુભ ફળ આવ્યા વિના રહે જ નહીં. સાહિત્યના મેદાનમાં રસપ્રવાહ માટે ત્હેમણે અનેક નીકો ખોદી હૃદયપૂર વહાવ્યાં; અનેક વિશ્રાન્તિસ્થાન, સહાયતીર્થો સ્થાપિત કરવા મહાપ્રયત્નો આદર્યા; અનેક રીતે, મહાકવિ પ્રેમાનન્દની વાણીમાં આપણી ગુર્જરી " થાયે સખી ઊપરી "—અન્ય ભગિની ભાષાઓથી ઉચ્ચતર બને એ હૃદયલાલસા રાખી મહાન્ મત્ર આરંભ્યા; 'ભારતી ભૂષણ' જેવું પ્રતિમાસે ૧૦૦ પૃષ્ઠનું દળદાર સાહિત્યપોષક માસિક, 'કૃષ્ણમહોદય' જેવું ધર્મપ્રીતિના પોષણાર્થે બીજું માસિક, 'ઇતિહાસમાળા' જેવું આપણા દેશનાં પૌર્વ અને પાશ્ચાત્ય ઇતિવૃત્તોના સંગ્રહશોધનનું શોધખોળની આપણી જિજ્ઞાસા પ્રેરિત કરવાનું ત્રીજું મહાન માસિક-આ અને આવા પ્રયત્નોની સાથે જ અનેક અન્ય પ્રવૃત્તિઓ ( 'બુદ્ધિ-પ્રકાશ'નું પ્રકાશન, 'સરસ્વતી સૌંદર્ય'ની ધારણા આદિ ) પણ ચાલુ

જ હતી. ત્હેમની મહેચ્છાઓ લઘુતા–અલ્પતા સમજી શકતી નહીં હતી; ત્હેમના ઉરવિહાર ઉન્નત, વિશાળ હોઈ નિરંતર વિસ્તર્યે જ જતા હતા. પરન્તુ એમણે આરંભેલી કાર્યાવલી જે એક મનુષ્યને માટે સિન્ધુમન્થન જેટલી દુષ્કર હતી, તે એમના જેવા સાંસારિક, માનસિક, દ્રવ્ય સંબંધી અને ઐાદ્યોગિક એવી અનેક વ્યથાઓમાં બદ્ધ થએલા મનુષ્યને માટે તો નિઃસીમ, પરમ વિકટ જ હતી. એમની વ્યવહારી કાર્યકુશળતાની ન્યૂનતા, કુદરતી ઉદારતા, નિર્માદિતા, ઉજ્વલ આશાજનકતા, પરન્તુ તેમાં ઐહિક વર્તમાનનું વિસ્મરણ કરી જવાની વૃત્તિ, એ સર્વ ઉદ્યોગ–વ્યાપારમાં હાનિકારક નીવડે એ બહુ નવાઈ જેવું નહીં લાગે; પરન્તુ તે ગુણ સાહિત્યપ્રવૃત્તિઓમાં પણ એમને નુકશાનકર્તા થઈ પડયા ! કારણ એ હતું કે લેખ લખવો એ જુદી વસ્તુ છે; અને છપાવવો, ખપાવવો એ બીજી ચીજ છે. આ બન્નેમાં મનુષ્યોનાં ભિન્ન ભિન્ન તત્વો ઉપયોગમાં આવે છે. એક એમનામાં ઘણી બલવત્તમ સ્થિતિમાં હતું અને બીજું બિલકુલ નહતું એમ કહીશું તોપણ ચાલશે. કબૂલ છે, જીવનસંધ્યાના સમયમાં દુનિયાના વ્યવહારે શિક્ષણ આપેલું ત્હેને લીધે તે ઘણું કરી શક્ત; પરન્તુ તે માત્ર સગૃહિત થએલો ગુણ હતો. એમનું જીવન લંબાયું હત તો એ ગુણ ઉપયોગનો થઇ પડત એ સ્વીકારતાં પણ કહેવું પડશે કે તેથી ત્હેમના હૃદયની અન્યમાર્ગી લહરીઓ ઘણીવાર સામર્થ્ય-વાન થઇ પડત અને બ્હારથી મળેલો ગુણ બ્હારનો બ્હાર જ રહેત. એટલે સાહિત્યસેવામાં જીંદગી સમર્પાયા છતાં સહયોગી પ્રવૃત્તિ-ઓએ ત્હેના ઉચ્ચ તરંગોને બરબાદ કીધા અને ફળ માત્ર એ આવ્યું કે જે રસાસહયા ત્રુટક ત્રુટક એમની જીવનવીણાના તાર

આપણને મળ્યા છે તે સાધી, શોધી, જરૂર પડે તો તે તૂટક પડતા યંત્રની વચ્ચે હેનો જ હેને મળતો તાર ઉમેરી કવિન સંગીતના ઉસ્તાદે તે વગાડવાની રહી. પરંતુ ત્યાં અન્ય મનુષ્યોના પ્રયત્નો બાલકોના હાથમાં આવેલા તારના ઝણકાર સાંભળીને તેઓ આનન્દ પામે એવા પ્રકારના જ થઈ પડવાના. આવા જ પ્રકારનું એક મહાન્ નુકશાન આપણી ભાષાને એ થયું છે કે લેખકો–કવિવરોએ શોધકોના, સંગ્રહકારોનાં, ગ્રન્થપ્રકાશકોના અનેક માર્ગે વિવિધ પ્રવૃત્તિઓમાં ભળી કામ કર્યા છે. સ્વ. હરિલાલ ધ્રુવે અન્ય પ્રવૃત્તિઓનો ઉત્સાહ –લાલસા ત્યજી દઈ જો કવિતા જ લખી હોત તો અત્યારે આપણી સમક્ષ એકાદ ભવ્ય મહાકાવ્ય ઝળકતું આપણે નિહાળી શકતા હોત; બાલાશંકરે જો પત્રપ્રકાશનનો ઉમંગ દાબી રાખી, ગઝલો જ લખી હોત તો અત્યારે આપણી ભાષામાં એક એવું લલિત, રમ્ય, સુખદ ગઝલિસ્તાન ખડું થયું હોત કે જે અન્ય કોઈપણ ભગિનીભાષા કરતાં આપણી ગુર્જરીને વધુ પ્રેમઝરણામાં રેલાવતું હોત. હેની સાથે સાધનની અનુકૂળતાએ મણિલાલની કૃતિઓ, ગોવર્ધનભાઈના ગ્રન્થો કેટલા વધારે પ્રકાશમાન હોત ? એ પણ વિચારવાનું છે. પરન્તુ આપણે અહીં ટેનિસન અને રસ્કિન, કાર્લાઇલ અને સ્વિનબર્ન પ્રગટાવવાને, હેમની અનુકૂળતા આપણા પ્રથમ પંક્તિના વિચારકોને સાધ્ય થવાને હજુ કેટલી બધી વાર છે ? અને તેમ નહી થાય ત્યાંસુધી આપણી પ્રિયતમ માતૃભાષાની ખરી ઉન્નતિની આશા કેવી રીતે રાખી શકીશું ?

બાલાશંકરના ગૃહજીવન વિશે બોલવાને હું અધિકારી નથી. કેટલીક વસ્તુઓ એવી હોય છે કે હેના સત્ય

આચાર વિચાર અને વૃત્તિઓ. નિરીક્ષણની—આન્તર અવલોકનની સુગમતા વિના તે વિશે બોલવું એથી વખતે અન્યાય થવા સંભવ રહે છે. પરન્તુ જેટલું થોડું હું ત્હેમના વિશે જાણી શકયો છું તે ઉપરથી ત્હેમનું વર્ણન આ બે શબ્દોમાં જ આલેખી શકાય એમ માનું છું. "નિડર અને નિખાલસ:" હું ત્હેમને અત્રે બે વાર મળ્યો હતો, ત્યારે પણ મ્હને એજ અનુભવ થયો હતો. મનુષ્યો અને પ્રવૃત્તિઓ બન્ને વિશે એક જ પ્રકારના ભાવથી તેઓ બોલતા. તે સમયે કવિતરંગિતતા કરતાં ગંભીર સ્વર્ તરના એમનામાં વધારે જોવામાં આવતી; અને સર્વદા સાહિત્યસેવા, સાહિત્યપોષણ એ એમની વાર્તાનો પ્રિય વિષય હતો. ઉપર કહેવામાં આવ્યું છે તેમ ખરી ઉદારતા, અને ત્હેની સાથે સરલતા, મિત્રાશ, આકર્ષણશક્તિ, ઉત્સાહ, આશાજનકતા એ મહાગુણ હતા; પરન્તુ એ સર્વમાં પણ નિડરતા અને નિખાલસપણું તરતાં હતાં. "ભારતીભૂષણ"-માં કાવ્યપારિતોષ કરીને એમણે સાહિત્યોત્તેજક જાહેર ખબર પ્રકાશિત કરી હતી. ત્હેના ઉત્તરમાં બે કાવ્ય ત્હેમને મળ્યાં બંને પસંદ પડયાં અને જે એમની રસિકવૃત્તિને પ્રથમ પંક્તિનું લાગ્યું ત્હેને વધુ ઇનામ તો આપ્યુ, પરન્તુ તે પ્રસિદ્ધ કરવાની બાબતમાં પોતાની અનુમતિ દર્શાવતાં એમણે આગ્રહપૂર્વક લખ્યું હતું કે "રા.———એ જાણવું જોઇએ કે ભારતીભૂષણને ગાયકવાડની કે ઇદરરાજાની અથવા દિવાન બહાદુરની પરવા લગિર પણ નથી, માટે તે જો અમારા આશ્રયથી છપાવવા માગતા હોય તો તેમના રણસિંગાં છાપવામાં નહી જ આવે" બાલાશંકર એવું કદી પણ કરતા નહીં કે જે બ્હાર-જગત સમક્ષ કરતાં આંચકો ખાય. એમની ગુહ્યતમ વાર્તા પણ પ્રકાશિત કરી દેતા

એમના નિખાલસપણાને સ્હેજ પણ આઘાત થતો સાંભળ્યો નથી. 'કલાન્ત કવિ' અને 'હરિપ્રેમ પંચદશી' એ બંને એવા મહાગુણોનાં કંઈક દષ્ટાંતોથી ભરપૂર છે.

હવે નિડરતા અને નિખાલસપણા માટે એમના કાવ્યતરંગો નિહાળીએ.

છો માહરા નોંધે ગુન્હાઓ નિંદકોનો દફતરી,
પણ મસ્ત તુજ દરબારમાં આવ્યા વિના ગમતું નથી.
મુજ મસ્તને બનશે ક્યમે દોડાદોડી દુનીયાંની સહે
અપની વિચારે ન, ઐારશી લે સિર, તેને હું શું કરૂં ?

---

ભલે કહો ઉન્મત્ત અજાણ્યું જગત બાલ વહી ગયો ગયો !

---

ગરીબ હતો ગર્વિષ્ટ હતો, જગમાં જન્મેલ છકેલ:

---

બધા સંસારથી આ બાવ બેદરકાર જૂદો છે.

---

હશે યોગી મ્હોટા જગતની મહિં યોગ સાધતા
કદાપી, હું તોયે મન નવ ગણું છો રખડતા.

---

અરે મારી કીર્તિ અપકિર્તિનાં ગાન ગજવો
ફરી ચોરે ચૌટે ઘરઘર પતાકા ફરકવો
નથી ચિંતા કંઇ, નથિ ફિરતી ઇચ્છા સ્વપનમાં.

-અને પ્રભુતાને હૃદય ખોલીને કહે છે કે:—

જન્મ્યો કાંઇ નથી જગત રીઝવવા, દરકાર શાની ધરૂં?
લખ્યો લેખ નથી લલાટપટલે, કે નિત્ય સેવા કરૂં.
જન્મ્યો કાંઈ નથી ભવાઈ ભવને કે ઢોંગ સારૂ ઘડ્યો
સ્વચ્છંદી પણ ફંદી માત્ર તુજનો આ બાલ પાયે પડ્યો.

ભક્તિસંઙ્‌જીવનના અર્પણમાં તે કહે છે કેઃ—

"હું એવો તો બેપરવા છું કે આલોક કે પરલોકની મને દરકાર નથી."

---

જે હૃદય સ્વતંત્રતા, નિષ્કામપ્રીતિ, નિર્ભિકતાનાં ઉછળતાં મોજાંથી છલકાતું હતું ત્હેનાં આ કંઇક બિન્દુમાત્ર છે. કવિવર બાલનાં કવનોનું આન્તરદર્શન બાહ્યદર્શનથી જૂદું છે, છતાં આ વચનોની ઊંડે નિઝરતા તો પરમ સત્ય પ્રીતિના વેગવાન લહરો જ છે. રસિકતા, સાહિત્યપ્રેમ, સ્વદેશવત્સલતા કંઈ કંઈ આ કવિવરના મનોરાજ્યમાં જોઇએ છીએ અને જોઇશું. ત્હેમના પૂરની પ્રબળતા ત્હેના પૂર્ણ ગૌરવમાં આપને દર્શાવી નહી શકું એ સંભવિત છે છતાં કદિ કદિ એ મહાન્ આત્મસિન્ધુની ભરતી ઓટનું દર્શન થાય તો તે એમના હૃદયમાં નિરતર પ્રકાશમાન રહેલી પ્રીતિચન્દ્રિકાના ધવલ, ઉજ્વલ સૌમ્ય પ્રભાવની જ ઝાંખી છે એમ માની લેવા વિનતિ છે. દાખલા તરીકે આ કવિવરના ઉરતરંગોનાં ઊંજળાં સ્વપ્ન અનેક હતાં. કલ્યાણગ્રામની ભાવના સા. શ્રી ગોવર્ધનભાઈના સરસ્વતીચન્દ્રના ચતુર્થ વિભાગમાં આપણે નિહાળી શકીએ છીએ. ત્હેમના સંસ્કાર બીજરૂપે બાલાશંકરની સાથેના વાર્તાવિનોદમાં ઘણીવાર શ્રવણ કર્યાનું ત્હેમના અનુયાયી મિત્રો પાસેથી સાંભળ્યું છે. એકાદ ફુલવાડિકા વેગવની સરિતાને કિનારે સ્થાપિત કરવી જ્યાં કવિવરોનોજ, વિચારવન્ત મહાત્મા-

એનો જ નિવાસ થાય અને ત્યાં જ હેમને જીવનનિર્ગમનનાં સર્વ સાધનો સુગમ કરી આપવાં. એમનું ઘણીવાર કહેવું થતું કે જો આવી રસમય જીંદગીની એકાદ સૌવર્ણ પળમાં એક લીટી પણ લખાય તો તે હજાર દરજ્જે બીજાં લખાણો કરતાં ઉત્તમ છે જ– આ અને આવા વિચાર ફળપ્રદ કરવા પણ હેમનો સંકલ્પ હતો અને તેટલાં કારણસર બ્યાપાર ઔદ્યોગિક પ્રવૃત્તિઓનું હેમને સ્મરણ થતું હતું. આ ઉદાત્ત મહાન જીવન તેમાંથી થોડીક પણ સફળતા જોવા-તેમ કરી શકવા રહ્યું નહીં એ સકળ ગુજરાત અને ભારત સમસ્તને પણ અપૂર્વ ગમગિનીની જ વાત છે. છતાં અહીં એટલું જણાવવાની જરૂર છે કે સાહિત્યપ્રેમી સ્વ. મીઠાલાલ અનુપરામ દીનબંધુ, 'જ્ઞાનદર્શન'ના તંત્રી અને 'ભારતીભૂષણ'ના થોડા સમય માટેના વ્યવસ્થાપક, તથા રા. છગનલાલ મનસુખરામ-પારિતોષિક યોગ્ય મનાયલા "ચન્દ્રોક્તિકા" કાવ્યના લેખક, વગેરે અનેક કવિવર ભાવના અનુયાયી મિત્રો ઘણા ઉપયોગના થઈ શક્યા હતા. તથા ભરૂચના કલેક્ટર અને મુંબાઈના નામદાર ગવર્નરે પણ હેમને નોકરીમાં છતાં 'ભારતી ભૂષણ'ના પ્રકાશનાર્થે સુગમતા કરી આપી હતી એટલે એ બાબતમાં કવિવરને બહુ અનુકૂળતા પ્રાપ્ત થઇ હતી. હજી પણ હેમનાં કાવ્યો-લખાણોના એવા તો પ્રીતિભક્ત સંગ્રહકારોનાં દર્શન હું કરવા ભાગ્યશાળી થયો છું કે હેમની જાહેર ખબરો, હસ્તાક્ષર વગેરે જે મળે છે તે માત્ર પ્રીતિપરાયણતા—સાહિત્યસેવાની ભાવનાથી જ સંગ્રહીત કરી રાખે છે. એવા સજ્જનો પણ આપણા દેશના આભૂષણ રૂપ જ છે.

### ૩. સાહિત્યપ્રવૃત્તિ.

સામયિક પ્રવૃત્તિમાં આગળ પડવા અનેક વિચાર થયા પછી ૧૮૮૭ માં 'ભારતી ભૂષણ' જન્મ પામ્યું. પિતૃવત્સલ પુત્રે તે સ્વર્ગસ્થ પિતાના નામની સાથે સંયોજી, ઉદાસમરામભાઇનું નામ અમર કર્યું. પ્રથમ એ ત્રિમાસિક વાર્તિકના રૂપમાં બ્હાર પડવા લાગ્યું, પરન્તુ એ વર્ષને અન્તે ત્હેને માસિકનું સ્વરૂપ અપાયું. આટલામાં તો તંત્રી અનેક સુશીલજનોમાં આવી પડયા હતા. નિર્માણ કરેલા મહાન્ લેખ લખાતા નહીં હતા. એવામાં 'કૃષ્ણ મહોદય' પણ વૈષ્ણવ ધર્મ-પ્રીતિ-ધર્મના ઉત્તમોત્તમ આવિર્ભાવના સંરક્ષણ માટે કહાડયું. અને થોડા કાળમાં 'બુદ્ધિપ્રકાશ', 'ઇતિહાસમાળા' પણ એમના તંત્રીત્વ નીચે નીકળવા માંડયાં. 'કૃષ્ણ મહોદય' પાછળથી સહતંત્રી શેઠ સાંકળચંદ મગનભાઇને સોંપી દેવામાં આવ્યું હતું. છતાં એમાં ચન્દ્રાવતી નાટિકા અને ભક્તિસંજીવન બ્હાર પડયાં, અને રા. કેશવલાલ ધ્રુવનું ગીતગોવિન્દનું રસિક સંસ્કારમયું ભાષાન્તર પણ એ જ પત્રમાં પ્રકટ થયું. બાલાશંકર તંત્રીત્વની જવાબદારીમાંથી જુદા થયા પછી અલ્પ કાળમાં એ પત્ર પણ અસ્ત થઈ ગયું. એ સમયનું 'બુદ્ધિપ્રકાશ' કોઇ પ્રવીણ પ્રાસાદિક નેતાની લેખિનીનું સૂચન કરે છે. ફારસી કાવ્યોનાં વિવેચન, ફારસી ભાષા સાહિત્ય તથા ફારસી ઐતિહાસકોએ લખેલી ગુજરાતની તવારિખ પ્રકાશ પામતી આપણે જોઇએ છીએ. 'ઇતિહાસમાળા'નો એક પણ અંક જોવા હું ભાગ્યશાળી થઈ શક્યો નથી એટલે એ વિશે કાંઈ કહી શકું તેમ નથી; પરન્તુ બાલાશંકરની અમર કીર્તિ સંપાદન કરાવનાર તો 'ભારતી ભૂષણ' જ છે, અને ત્હેના વિષયોનો ક્રમ નીચે મુજબ છેઃ—

બાલાશંકરનાં લખાણ પૈકી:—

હરિપ્રેમપંચદશી, સાહિત્ય દર્પણનું ભાષાન્તર ( બાલબોધિની ટીકા સહિત ), ભક્તિમંજીવન ( નારદનાં ભક્તિસૂત્ર ઉપરથી ), એની બાલકૃત બૃહત્ સાહિત્યસિન્ધુ, કર્પૂરમંજરી ( નાટિકા ), મૃચ્છકટિક, માર્કોપોલોનો પ્રવાસ, ક્લાન્ત કવિ, હાફીઝનાં કાવ્યોનું ભાષાંતર, ગોપિતા પચીસી, સૌન્દર્ય લહરીનું ભાષાંતર, ફારસી તવારિખોના તરજુમા—અમીર હમજ, ઇસ્લામમાં પુનરુત્થાન અને નરક વગેરે.

અન્ય લેખકોનાં લખાણ પૈકી:—

રા. દોલતરામ કૃત કુસુમાવલી, નારીપ્રતિષ્ઠામાંના અભિપ્રાયનો સ્વ. મણિલાલે કરેલો બચાવ, સ્વ. હરિલાલ ધ્રુવ કૃત કુંજવિહાર, રા. નર્મદાશંકર કૃત સતી નાટક, કાન્તનાં કાવ્યો અને અન્ય લેખકોનાં ગ્રન્થોમાં મૃગાવતી, નાગર બત્તીસી ( હિંદી કાવ્ય ), ઇશ્કંદર અને ચૈદુના ( એક વાર્તાનું ભાષાંતર ), ચન્દ્રોક્તિકા, રઘુવંશનું પદ્યાત્મક ભાષાંતર વગેરે.

આ વિષયોનાં નામ પણ વાંચીને આપણને જણાઇ આવે છે કે જે સાક્ષરતાનું કવિવરની પ્રાસાદિક આકર્ષણશક્તિ આવાહન કરી શકી હતી તે સત્યશઃ સ્તુતિપાત્ર અને અનુપમ હતી.

બાલાશંકરનાં લખાણ ત્રણ વિભાગમાં પડતાં આપણે જોઇએ છીએ. કવિતા અને નાટકો, ઇતિહાસ અને પ્રવાસ, તથા ભક્તિ અને સાહિત્યના ગ્રન્થો. ભક્તિ તથા સાહિત્યના ગ્રન્થોમાં ભક્તિસંજીવન અને સાહિત્યદર્પણ, સાહિત્યસિન્ધુ અને દેવીદાસ કૃત રાજનીતિ છે.

દેવીદાસ કૃત રાજનીતિમાં રાજ્યતંત્રમાં કુશળતાની પ્રાપ્તિના

કાવ્યાલંકાર વિભૂષિત નિયમો છે. વૃદ્ધ ચાણક્યાદિની નીતિ ઉપર રચાયેલા વ્રજભાષાના ગ્રન્થનું ભાષાંતર છે. સાહિત્ય દર્પણ—એ સાહિત્ય શાસ્ત્રનાં પ્રમુખ ગ્રન્થનુ અનુકરણ છે; પરન્તુ ત્હેમાં આલાશંકરે સાહિત્યદર્પણકારની પ્રણાલિકાઓમાં રમી અન્ય અનેક સમાર્ગી વ્હેણ ત્હેમાં વાળી, અદ્ભૂત રસનિષ્પત્તિ ઉપજાવે છે સંસ્કૃત, ઇંગ્રેજી, વ્રજ, ગુર્જરાદિ અનેક શાસ્ત્રકાર કવિઓનાં હૃદયનું રસપાન વાચક ત્હેમાં કરી શકે છે. આ આહ્લાદ ધીમે ધીમે વૃદ્ધિ પામતો હોય છે એટલામાં જ તે મહાન્ ગ્રંથ અપૂર્ણ રહ્યો એ સત્યની પ્રતીતિ અતિશય ગ્લાનિકારક થઇ પડે છે. સાહિત્યસિન્ધુ—વસોના અમીન વેણીદાસજીના છત્ર નીચે કવિ દુર્ગારામજીએ રચેલા પરન્તુ અધુરા રહી ગએલા સાહિત્યસિન્ધુને પૂર્ણ કરી પ્રકાશમાં મુકવાનું મહદ્કાર્ય પણ ત્હેમણે માથે લીધેલું તે આરંભમાં જ ગયું.

આ સર્વ ગ્રન્થસમૃદ્ધિની શ્રેણિમાં ભક્તિસંજીવન - અનુપમ તેજના અંબારથી ઝળહળે છે. તે પણ અપૂર્ણ જ રહ્યો છે, છતાં ત્હેમાંથી જેટલું પ્રાપ્ત થઇ શકે એમ છે તે એમની કાવ્યલહરો અને અંતરાત્માના ઉછાળા સાથે ગ્રથિત હોવાથી ત્હેના હૃદયનું દર્શન હવે પછી થશે.

ઇતિહાસ અને પ્રવાસનાં પુસ્તકોમાં–મિરાતે અહમદી અને સિકંદરીની તથા માર્કોપોલોની મુસાફરીના ગ્રન્થોના તરજુમા આવી જાય છે. આ ત્રણે પુસ્તકો આપણી ભાષાસમૃદ્ધિના વિકાસાર્થે ઉપાડવામાં આવ્યાં હતાં, પરન્તુ અનેક પ્રકારની ઉપસ્થ થએલી પ્રતિકૂળતાને લીધે તે પણ અપૂર્ણ રહ્યાં છે, અને ઇતિવૃત્તના ગ્રન્થો તો પૂર્ણ પ્રકાશમાં આવે ત્હેને હજુ ઘણી ઘણી વાર છેઃ કારણ ફારસીનો અભ્યાસ હોવ ઘણોજ અગત્યન અવગણનામાં આવી પડ્યો છે, એમ ભાસે છે.

નાટકો અને કવિતાઃ—

ચન્દ્રાવલી, કર્પૂરમંજરી અને મૃચ્છકટિક એ બાલરચિત નાટકો —ભાષાન્તરો છે. પ્રોષિતાપચીસી, સૌંદર્યલહરીનું પદ્યાત્મક ભાષાન્તર હાફીઝના કાવ્યોનું અનુકરણ, કલાન્તકવિ અને પ્રેમપંચદશી એ તેમના કાવ્યો છે.

ચન્દ્રાવલી અને કર્પૂરમંજરીમાં આછાં આછાં પીછાં ઝગતો મનઃપ્રકાશ મૃચ્છકટિકમાં સફળતામય વિહરે છે. ખરૂં જોતાં મૃચ્છકટિક નાટક અને હરિપ્રેમપંચદશી—કલાન્ત કવિ ઉપર જ આ કવિવરની કાવ્યયશઃકલા પ્રફુલ અવલોકાય છે; અને તે જ તેમના કીર્તિશરીરને અમરતા અર્પે છે.

મૃચ્છકટિક એ રસભાવગ્રાહી ભાષાન્તર છે, અર્થગ્રાહી નથી. તેના વાચનથી કવિવર બાલના જીવનનું સ્મરણ તાજું થાય છે. એ ઇતિહાસસિદ્ધ વાર્તા છે કે કંઈક કવિઓ—લેખકોએ એવું જ કાંઇ કાંઇ લખ્યું છે, અનુકરણ કીધુ છે કે જે તેમની જીવનલહરી સાથે સામ્ય રાખતું હોય. Goldsmith કવિએ Good Natured Man લખ્યો તેમા તે પડે જ નાયક છે. 'Vicar of wakefuld' લખ્યુ તેમા પણ સ્વાનુભવ ચિત્રો પદેપદે દષ્ટિગોચર થાય છે. Goethe એ Faustની કલ્પના કરી, ગોવર્ધનભાઈ એ સરસ્વતીચન્દ્રનુ મનોરાજ્ય ચિત્ર્યુ, Hugoએ geane Valgin મૂર્તિમાન કીધો, કાલીદાસે 'યક્ષ' રૂપે મેઘ પ્રાર્થન કર્યું, Byronને Manfred લખ્યો, Lyttonને Zanoniની નવલકથા જનિત કરી, મણિભાઈ ગુલાબસિંહ રૂપે તેનો અનુવાદ કર્યો—આ સર્વ સંસ્કારી જીંદગી —જીગરોનો તે વિચારની સાથે સામ્યતાથી આકર્ષાતો સબંધ

હતો. કેશવલાલ ધ્રુવને જયદેવ—અમરૂ ઉપર પ્રીતિ બંધાઇ, મણિલાલને ભવભૂતિના અપૂર્વ, મહાનુભાવ પ્રેમતરંગોએ આકર્ષ્યો, અને બાલાશંકરનું આત્મતત્ત્વ હારીઝ, નારદના હૃદયોદ્દગારમાં પ્રેરાયું, એ પણ એ જ કારણને લીધે. મૃચ્છકટિકના ભાષાંતરમાં પણ એમ જ થયું. ચારુદત્તના વચને વચને, વિચારે વિચારે, બાલાશંકરની જીંદગી, ત્હેમની મનલહરો પ્રત્યક્ષ, મૂર્તિમાન થયા વિના રહેતી નથી. અને આવા નૈસર્ગિક પ્રીતિસંબંધથી જ મૃચ્છકટિકનું ભાષાંતર એમની અન્ય કૃતિઓથી વધારે સારૂં છે.

સૌંદર્યલહરી અને હારીજના કાવ્યાત્મક અનુકરણનું પણ એમજ છે.

મૃચ્છકટિકમાં પ્રતિભાભરી, રસિક, લલિત, કુમળી બાનીની કવિતા ઠેકાણે ઠેકાણે નિહાળાય છે.—

અહો મધુરી વીણા તું વ્હાલી સખી !
પ્રેમી કેરાં હૃદય શાન્ત કરનાર જો.

અને

અહો સુખરૂપ તરવર એ મહાજન છે,
નિર્મળ ગુણરૂપ નવપલ્લવ લ્હેરાય જો.
વિનયશાખ ઝુમી ઝુમી જેને લાગી,
દૃઢ વિશ્વાસનું મૂલ અચલ કહેવાય જો.
દાન દયા ગુણ કુલડાં ચોતરફે ગરે,
સરસ ઉદિત કીર્તિફલથી લચકાય જો.
કહો એ શુભ તરવરરૂપ જનને આશરે,
મિત્ર પંખીડાં એનાં છે સુખમાંય જો !

આવાં અનેક સુમધુર પદો કુદરતી વાણીમાં અવતરતાં આપણે જોઈ શકીએ છીએ.

હારીઝનાં ભાષાંતરોમાં "પ્રીતમ તું સહુ સુન્દરતાનો સાર છે", એ ગરબી, "વાઈ ગાયક વાંસળી ગઈ નિશી આનન્દમાં સુસ્વરે" એ શાર્દૂલવિક્રીડિત, અને "અગર તે યાર શીરાઝી" એ ગઝલ એવાં તો સુન્દર કોમળ રૂપાન્તર છે કે માત્ર વિસ્તારના ભયે જ આપની સમક્ષ ત્હેમને મૂકતાં હું ડરૂં છું. પણ જ્યાં સર્વત્ર પ્રેમ અને રસ અસ્ખલિત મોહક બાનીમાં વહ્યાં કરે છે, ત્હેમાંથી શું શું ને કેટલું કેટલું સ્વીકારવું, ને શું ને કેટલું કેટલું તજવું ? એ પ્રશ્ન પણ અતિ ગહન થઇ પડે છે.

**કવિતાની મોહિની-ભરી માધુરી.**

કવિવર બાલની કૃતિઓ વિશે એટલું જણાવવું આવશ્યક છે કે એમના જીવનની સમસ્ત લહરીઓની પેઠે એ પણ અપૂર્ણ છે. હૃદય ભાવમાં તો અપૂર્ણ નથી, પણ કલાવિધાનમાં જોઇએ એટલી સંપૂર્ણતા પામી શકી નથી, એટલું દુર્ભાગ્ય છે. કવિવર કદિ વધારે આયુષમાન રહ્યા હોત તો ત્હેમાંની ન્હાની ન્હાની રહી ગએલી કચાની ત્વરાજનિત ખામિઓ નિઃશંક દૂર થઇ હોત. પરંતુ તે ભાગ્ય ગુજરાતને રહ્યું નથી. હજી પણ "કલાપીનો કેકારવ" ને મળેલા સાક્ષર તંત્રીત્વનો લાભ ત્હેમનાં કાવ્યોને કદિ મળી શકશે તો કાંઇક બની શકે એ સ્વીકારતાં પણ એ કવિવરની પોતાની સંસ્કારભરી લેખિની–પીંછીના જાદુઇ સ્પર્શથી તે કાવ્યો–હૃદયચિત્રો સચેતન થવાની આશા તો હવે રહી નથી જ. કવિવર બાલની શૈલિ, ત્હેમનાં કાવ્યો–અપૂર્ણ કિંવા સંપૂર્ણ જે હો તે હો–હાલ પણ આપણને મીઠાં, લલિત, કોમળ, સુરમ્ય અને અર્થપૂર્ણ ભાને છે. નવા વિચાર અને નવીન ભાવનાઓ સાદી, સ્હેલી ભાષામાં 'દિપાવી કહાડવાની ત્હેમની શક્તિ આબાદ છે. વ્રજભાષાના

સાહિત્યાભ્યાસે ત્હેમને યમક, પ્રાસાનુપ્રાસાદિ ઉપર પ્રીતિ અર્પી છે, પણ ત્હેમની પ્રીતિ એ ગુલામગીરી નથી ત્હેમની કાવ્યશક્તિ નૈસર્ગિક છેઃ અભ્યાસે માત્ર ત્હેને અમુક પ્રણાલિકામાં જ વહાવી છે. સુન્દર કલ્પનાચિત્રો તે અકેકી લીટીમાં ખડાં કરી શકે છે. અકેકી પંક્તિમાં ગૂઢતમ હૃદયભાવ કથી શકે છે.

"એક દીન તે અલકાવલિમાં દીઠી'તી મુખની છબી."

છૂટા અંબોડાના વાળની લટોમાંના પ્રીતિપૂર્ણ મુખચન્દ્રનું દર્શન એ મનોહર આલેખનમાં આપણને તાદૃશ્ય થાય છે.

"તું તો સદા નૂતન અને આખું જગત નિત્યે જૂનું."

એ પંક્તિમાં સુન્દરતાની ક્ષણે ક્ષણે ઉત્પન્ન થતી નવતા એ જ રમણીયતાના સ્વરૂપનું ભાન પ્રતીન કરે છે. તથા

"અંજન આંખડી ન આંજ, કપારી સું આંગળી."

( નાયિકાની અકૃપાનું સૂચન કરી, માર્મિક કટાક્ષ તરીકે કહ્યું છે. ) અને સુન્દરતા-કોમળતાની પ્રફુલ્લતા જેવી હોય તો—

"જોબન ઝૂલડે ઝુલી તું સુમન સેજમાં ઢળી."

એ વગેરે વચનોમાં સારી રીતે જોઇ શકાય છે.

હવે એમના હૃદયોદ્‌ગારની આત્યંતિક ભાવના અને પ્રીતિપરાધીનતા તરફ નજર નાંખીએ. પ્રીતિને તે કહે છે કે—

બલિહારી ત્હારા અંગની ચંબેલીમાં દીઠી નહીં,
સખ્તાઇ ત્હારા દીલની મેં વજ્રમાં દીઠી નહીં;
મન માહરું એવું કુણું પુષ્પ પ્રહાર સહે નહીં,
પણ હાય ત્હારે દિલ દયા મેં તો જરા દીઠી નહિ.

એમ કવિનો અનુભવ વદે છે. અને

સર્વાંગ કોમળ, કુસુમ સજ્જે, એહવાં તારાં લમે,
પણ અંતરે પથ્થર સમી પ્રિય પીડ કયમ એ વીસરે ?

પરન્તુ,

દિલદારના દર્શન વિના બીજું મને ગમતું નથી,
પુતળી પેઠે નજદીકમાં બેઠા વિના ગમતું નથી;
મુખચંદ્ર ઓપે ઝળહળી ઝરતું સુધા જ્યાંથી વહી,
**તેમજ ચકોર ગરીબને પીધા વિના ગમતું નથી.**

આવાં અનેક કવન હેમના પ્રેમજીવનની ઝાંખી આપણને કરાવી રહ્યાં છે. અને

"ઘડી ઘડી ભણકાર ભામિની ! ઉડી આકારો આવે છે,
અલક અત્તર બભકાર સુગંધી લહરી લહકતી આવે છે."

એ અને એવાં પદો વાંચતાં વાચકના હૃદયમાં પણ પ્રિય સ્મરણની સુવાસ લહરી લ્હેરાઈ આનન્દ નથી આપતી ?

૪ કવિતાનો પ્રેમધર્મ.

કલાન્ત કવિ:—અનેક જગવિટમ્બણામાં ફસાઇ પડી, કવિતા અને સાહિત્યનું વિસ્મરણ કરેલું હેનું સ્મરણ થઇ આવતાં, વિટમ્બણાઓ તળે દબાયલો–દટાયલો કવિવર, આત્મપુનરોદ્ધારના ઉછાળાથી ગુલાબસિંહની પેઠે વિપત્તિઓની પાર ચાલ્યો જાય છે. આ સમયનું 'કલાન્ત કવિ' એ કાવ્ય છે. હેનાં કવન સમજી શકાય એવી ભાષામાં પણ અતિ ગૂઢ ભાવનાથી આલેખાયલાં છે. એના થોડા પ્રારંભિક શ્લોક ઉપરથી ઐતિહાસિક જીવનની સાથે ક્વચિત સામ્ય અર્પાય એ સંભવિત છે; પરન્તુ તેમ નથી. હેને માટે આન્તર પુરાવો સબળ છે. એ કાવ્ય અને **હરિપ્રેમપંચદશી** એ બન્નેમાં પ્રેમ

બ્રહ્મની સાથે અદ્વૈત–અભેદ એ જ ભાવનાની ધૂન લાગી રહી છે. પરન્તુ કવિવર બાલનો પ્રેમ છે તે હાફીઝથી વધારે ઉન્નત છે; મણિલાલના અભેદ માર્ગપ્રવાસથી આગળ વધેલી સ્થિતિમાં છે; દયારામની–જયદેવની સ્થૂલ પ્રિયવિહાર ભાવનાઓથી ઉચ્ચતર છે, નરસિંહ મીરાંના પ્રીતિરસ–કલ્લોલનો સોદર છે. ત્હેમણે કેટલી શક્તિથી એ પ્રેમપૂર વ્હાવ્યું, કેટલા પ્રકાશથી એ પ્રેમપિયૂષ ઝળકાવ્યાં, એ ઐતિહાસિકોનું–વિવેચકોનું કામ છે; અહીં બની શકે તેમ નથી. પણ એટલું તો ખરૂં જ કે ઉન્નતમ ભક્તિભાવનાથી પણ એ પ્રેમનો ઉઝાળો પર હતો. સર્વાનુભવ રસિક અને સ્વાનુભવ રસિક એ ભેદ ત્યાં ગણવાના નથી. કારણ વ્યષ્ટિનું ઉચ્ચતમ ગાન તે વિના સમષ્ટિનું અન્ય વધુ હિતકર બીજું શું હોઇ શકે ?

*अनेक जन्मना मनो* પ્રાપ્ત થતા પ્રેમને એ રસિક હૃદયની દિવ્ય ગુંથણીનું નામ આપીશું. ભક્તિમાં સ્વાર્પણનો ભાવ તગે છે; ત્હેમાં એક ઉપર, બીજું ઉતરતી પંક્તિનું એમ પણ લાગ્યા વિના રહેતુ નથી. અને એક અર્પનાર, બીજું સ્વીકારનાર એ ભાવના પણ પ્રત્યક્ષ થાય છે. પ્રેમમાં એકતા, એ અનુકૂળ સંયોગી બંનેનું ઐક્ય એ ભાવથી સમાનતા–અને ત્હેનો ભેદ ઉડી જતાં એકતા જ રહે છે. કબુલ છે કે ભક્તિની અંતિમ સ્થિતિ પ્રેમની અત્યંત અવસ્થા સાથે સામ્ય રાખે છે. પરન્તુ, પ્રેમથી બ્રહ્મનું અદ્વૈત પ્રાપ્ત કરવામાં એક પગથિયું છે, તો ભક્તિથી બે છે. પ્રેમ કહો, ભક્તિ કહો, તદ્વિષયક જ્ઞાન કહો, જે કહો તે કહો, પણ તે પરમતા, અમરત્વ, એકાગ્રતા, કામના, શૂન્યતા, સનાતનતા, આનન્દરૂપતા જ છે, એ સત્ય વિસ્મરવું ન જોઇએ. કવિવર બાલ પણ તે જ પરબ્રહ્મની સાધિના

અદ્વૈતના ઉપાસક હતા અને ભક્તિ તથા તે પ્રેમ ત્હેમના હૃદયમાં અલૌકિક એકતા ધારણ કરતાં હતાં.

એમ કહેવામાં આવ્યું છે કે સુફીમતમાં પ્રભુને પ્રિયા માની, વૈષ્ણવ ધર્મમાં પ્રભુને પતિ માનીને ભક્તિ થાય છે. આ કુદરતથી વિરુદ્ધ ભાવનાને લીધે એ ધર્મપ્રણાલિકાઓ અધૂરી છે. પરન્તુ એમ હોય તોપણ સુફીમતમાંય સ્ત્રીભક્તજન થયાનું ઇતિહાસ જણાવે છે, વૈષ્ણવ ધર્મમાંય પુરુષ ભક્તજનના જીવન સુપ્રસિદ્ધ છે; એટલે એ અસ્વાભાવિકતા જનસમૂહે સ્વીકારી નથી. સુફીવાદ અને કૃષ્ણભક્તિનાં અનીતિનાં અનેક ફળફૂલ બેસી ચૂક્યાં હોય તો તેમ છતાં પણ દુનિયાના સર્વ તારનાર ધર્મો એ જ માર્ગે નથી વળ્યા ? કોઇપણ સંસ્થાનું સનાતન યૌવન એ સંસારનો નિયમ નથી. જીર્ણતાનો ત્યાગ, નવીનતાનો સ્વીકાર, જૂનાં બંધારણોમાં સમયાનુકૂળ ફેરફારની જાદુઇ ફૂંક એ જ જીવિતમાં દીર્ધાયુ થવાનું અમૃતપ્રાશન છે. એ નિયમોનું ઉલ્લંઘન એ જ મૃત્યુ છે. જેમ યોગ્ય અશુદ્ધ શોધનને અભાવે ભક્તિ–પ્રેમ માર્ગે અનીતિના પંકમાં પતિત થવાની ભીતિ છે, તેમ જ્ઞાન–વેદાન્તને માર્ગે મનુષ્યનું મનુષ્યત્વ પણ વીસરી સ્વાર્થ લાલસાઓના પૂરમાં ત્હેના ધુરંધર તપસ્વીઓને તણાતા, કર્મમાર્ગોમાં જીંદગીના અધમતમ પડ ઉપર જ ત્હેના પ્રવાસીઓ દબાઈ રહેલા, પ્રકૃતિ સંસ્થાપક ધર્મપન્થોમાં મુસાફરોનાં જીગરની શ્રદ્ધા અને ભક્તિ સમૂળી લુપ્ત થઇ ત્હેમનાં જીવન ઐહિક સામગ્રી સંપાદનમાં જ નષ્ટ થતાં આપણે નથી જોતાં ! જ્ઞાન અને ભક્તિપ્રેમની ધર્મપગથિઓ જ ઉત્તમ છે, કારણ ત્યાં હૃદયને વિકાસ મળે છે; અન્યમાં વિચાર આચારને મળે છે અને તેથી એટલી ન્યૂનતા છે. વિચાર આચારની ઉત્તમતા સ્વીકારતાં પણ ભક્તિપ્રેમ અને તદ્વિષયક જ્ઞાન એજ મ્હને

સરલ, સફળ માર્ગ ભાસે છે, અને આપણું ભારત, જ્યાં પૃથ્વીના સકળ ધર્મરંગોથી પૃથ્વી અને આકાશ-મનુષ્યનાં હૃદયજીવન અને આચારવિચાર રંગાયાં છે, ત્યાં જ્ઞાન અને પ્રેમને જ ઉચ્ચતમ સ્થાન, ધર્મભાવનાના શિરોબિન્દુએ આરોહણ કરનાર પ્રજા તરફથી આપવામાં આવ્યું છે, એ જ તે સત્ય પ્રતીત કરે છે. મ્હેં જ્ઞાનને ભક્તિ અને પ્રેમની સાથે મુક્યું છે, પરંતુ તે અદૃશ્ય થઇ જાય છે, ભક્તિભાવના પણ વિલીન થઇ જાય છે, પ્રેમમાત્ર પણ પરમાત્મા અને આત્માના સંયોગ સાધનરૂપ રહી અન્તે લુપ્ત ભાસે છે, ત્યારે જ ખરો અદ્વૈત પ્રાપ્ત થાય છે.

બાલાશંકરનો કાવ્યધર્મ હાફીઝનો સુફીવાદ, દયારામની કૃષ્ણભક્તિ અને મણિલાલના વેદાન્તનો જ્ઞાનમાર્ગ એ સર્વના સંગ્રહ વિકાસ-ફળરૂપ છે. આવા અલૌકિક સંસ્કાર માત્ર અભ્યાસથી આવી શકે નહીં એ સ્વાભાવિક છે. પરમાત્માની કૃપા, ક્રિયમાન થએલાં પૂર્વ-કર્મનું પ્રબુદ્ધ થવું, એ જ હોઈ શકે. એ ત્યારે જ બને છે કે જ્યારે કવિવર કાન્તનાં રસભર્યાં સ્તવનમાં કહીએ તો

“ આંજો ને અજવાળે આંખલડી સખી !
અંતર ઉપર ઉઘડે આલમનૂર જો ! ”

એ આલમને ઉજાસતું નૂર-પ્રતિભા-પ્રકાશ અંતરમાં ઉતર્યા વિના સર્વ નકામું જ-ફાંફાં જ છે.

**કવિતાનો પ્રેમધર્મ.**

કવિવર બાલે કવિતા લખવાનું શરૂ કર્યું ત્યારથી આપણે જોઇએ છીએ તો છેવટ સુધી બહુ ફેરફાર, વધુ વિકાસ આપણને જણાતો નથી. નરસિંહ મેહેતાની કવિતા માટે સાક્ષર શ્રી ગોવર્ધનભાઈ કહે છે તેમ અહિં કેવળ એક સરખી “ અકૃત્રિમ શૈલી અને હૃદય-

પ્રસાદ " છે. નથી ન્યૂનતા પૂરાઈ, નથી પૂર્ણતા વધી. હરિપ્રેમ પંચદશી જેની અસર પ્રેમજીવન અને અભેદોર્મિમાં નિહાળાય છે, ત્હેની પ્હેલેથી છેલ્લી ગઝલ સુધી ફરી વળીશું તો પણ ત્હેમાં મહાક્રાંતિ કોઈ પણ સ્થળે દૃષ્ટિગોચર થશે નહીં. જે ન્હાના ન્હાના ફેરફાર જણાશે તે માત્ર ત્વરા અને અનિયંત્રિત લેખિનીના પ્રવાહના પરિણામ રૂપ માત્ર જ છે. એટલે આ સ્વાભાવિક સરળતાભરી પ્રતિભાપૂર્ણ વાણીના કદી બાહ્ય અને આન્તર સ્વરૂપોની ભિન્નતાની તરફ દૃષ્ટિ ન કરીએ, કુદરતી આહ્લાદ માત્ર મળવાને, અર્પવાને તે કાવ્યો લખાયલા ક્ષણભર માની લઈએ, તો પણ,

वेणुं मधुर निदवानं वने वनमृगा इव

વનમાં વેણુના મધુરા ટોકાર સાંભળી તે તરફ આકર્ષાતા વનમૃગોની પેઠે-મનુષ્યહૃદય પણ તેની તરફ વળશે જ. પરન્તુ આ કાવ્યોમાં એટલું જ નથી, તેથી ઘણું વધારે ઉંડું રહસ્ય છે. જેમાં ઉતરવા ભાગ્યશાળી થનાર ભાવિક તો—પછી જીવનની અન્ય ઇચ્છાઓ, વાસનાઓથી પર-તન્મય જ થઇ રહે એ બહુ સંભવિત છે.

સાક્ષર શ્રી ગોવર્ધનભાઈ જેને દેવરહસ્ય અને ભક્તિરસભરી લોકપ્રીતિ સંપાદન કરતી પ્રાચીન કવિવરોની બાલભાષા કહે છે, અને જેને જનસમૂહના કિલ્લા સર કરતી વર્ણવે છે, તે ભાષા અને તે રહસ્યભાવના આપણા અર્વાચીન કવિવરોનાં અંતરમાંથી અદૃશ્ય થતી ત્હેમને દેખાઇ, એટલુ જ નહિ પરંતુ " ભક્તિની જ્વાલાઓ ત્હેમના હૃદયમાં શુદ્ધ સત્તાથી પ્રકટ થઇ શકવી તે ઘણા કાળ સુધી કઠણ નીવડશે " એવી ભીતિ પણ એ મહાશયને લાગી છે. દયારામના ઉર્મિના ઉછાળા માત્ર પ્રયત્ન જણાયા છે; મણિલાલનાં કાવ્યોમાં પ્રયત્ન પણ ભાસ્યો નથી, ત્યાં બાલાશંકર માટે તેથી વધુ

ઊંચું સ્થાન માગવું એ સાહસ જ ગણાશે; પણ આથી જ હું એ માગણી કરતાં અટકું છુ. પરંતુ એટલું તો ખરૂં જ કે દયારામનાં પદો અને મણિલાલની વિચારસ્રોતસ્વિનીની પાર જઇને બાલાશંકરના કાવ્યોનું ગૂઢતમ રહસ્ય આપણે પામવાને અધિકારી બની શકીએ તો કદાચ આ આરોપ ઘણે અંશે દૂર થવા સંભવ છે. કવિવર બાલની ભાષા નિઃસંશય સ્વતંત્ર, સંસ્કારી, સુન્દર બાલકની-જ-લોકસમૂહને આકર્ષે એવી જ ભાષા છે. ત્હેમાં નથી આડંબર, નથી ગહનતાનો પ્રયાસ; અને નથી થતું રસવહન સ્ખલિત છતાં હરદોષ ભાવ નૈસર્ગિક પ્રતાપની રશ્મિમાલામાં અવતરે છે. એ હવે સર્વ માન્યતા છે કે પૂર્વ અને પશ્ચિમના દેશોની વર્તન-વિચાર શૈલી વચ્ચે બહુ ભેદ પ્રથમથી જ છે. સ્વ. હરિલાલ ધ્રુવ કહે છે તેમ—" જમ્બુ-દીપ સાત્વિક રંગ, રાજસ યુરોપના અંગ "–યુરોપ પ્રથમથી જ રજોગુણી પ્રવૃત્તિમાન ભાસ્યો છે અને સર્વથી વધુ આ વૃત્તિનું અસ્તિત્વ ત્હેના કાવ્યગ્રન્થોમાં છે. હોમર જુઓ, ડેન્ટી જુઓ, મિલ્ટન જુઓ, ન્હાનાં મ્હોટાં, જૂદા જૂદા દેશોનાં કાવ્યો પણ જૂઓ, જ્યાં જોશો ત્યાં યુરોપનાં કાવ્યો, મહા-કાવ્યોમાં દેવતાઓ પણ મનુષ્ય જેવા, મર્મની ભક્તિભાવના અતિશય ઓછી અને-હું ત્હેની પ્રજા સમુદ્રમાંની હયાતીનીના પાડવા માગતો નથી-પણ ત્હેમના કાવ્યરસસાગરમાં તો ત્હેનું દર્શન માત્ર પણ દુર્લભ જ ! હવે આપણી તરફ દૃષ્ટિ ફેરવો. જુઓ રામાયણ, મહાભારત, શ્રીમદ્ ભાગવત્ અને અનેક ત્હેવા કવિતાગ્રન્થ. આર્યાવર્તની બગિની ભાષાઓમાં પણ એમજ છે. જુઓ નરસિંહથી દયારામ સુધી તો લગભગ કહે છે તેમ અહિં કેવળ એક ઝાડી જ જોશો તો ભોળાનાથ,

નરસિંહાચાર્ય–દલપતરામ અને નર્મદાશંકરની પણ હૃદયવૃત્તિઓ પ્રભુભક્તિમય. આગળ વધીએ તો પછી બાલાશંકર, મણિલાલ, બુલબુલ અને કાન્ત. અને જરા આઘા જઇને ઊંડે અંતરાત્મા નિહાળીશું તો નરસિંહરાવ, ગોવર્ધનભાઈ અને ન્હાનાલાલ–બધેય એની એજ ભાવના છે ! એટલે આધુનિક ઇંગ્લિશ કવિવરોમાં પણ ક્વચિત્ ક્વચિત્ તે ભાવનાઓ દૃશ્યમાન થાય છતાં, એટલું તો ખરૂં જ છે કે, આપણી કેળવણી ગમે તે કરશે તો પણ આપણું આત્મતત્વ વીસરી આપણે દેવરહસ્યની પ્રતીતિવાળા, શુદ્ધભક્તિની જ્વાળા હૃદયમાં ધારણ કરનારા, સાહિત્ય અને ઇતર પ્રીતિમાં પણ પ્રભુ પ્રત્યે પ્રેમ ધારણ કરનારા મટી જવાના નથી. હું માનું છું કે આ છેલ્લો ગુણ કવિવર બાલમાં ઘણે અંશે હતો, અને તે આપણને હેમનાં કાવ્યોમાંથી પ્રતીત થાય છે.

સુરીમન એટલે પ્રેમ એ ઐહિક બન્ધનોથી કેવળ નિરંકુશ વસ્તુ છે, આન્તર સુન્દરતા એજ પારલૌકિક સૌંદર્યનો અંશ છે, અને તે બન્નેનું સંમીલન થાય પછી મસ્તી અભેદ–અદ્વૈતની ચિરકાળ શાન્તિની પ્રાપ્તિ એ માન્યતાઃ તથા ભક્તિ એટલે હૃદયની સકળ વૃત્તિઓનું, જગતની વસ્તુ સર્વસ્વનું પ્રભુ નામને સમર્પણ, પછી ત્યાં પાપ કિંવા તિમિરનો નિવાસ હોઇ જ શકે નહીં એવી સમજણ–એ બને વિચારપ્રવાહો પ્રબળ વેગમાં બાલાશંકરના ચિત્તની માધુરીના કુંડમાં મળે છે અને ત્યાંથી આ ભરવેગ સંગમના ફળરૂપ જે કવિતાનો ફુવારો ઉડે છે તે જ માત્ર 'ભારતી ભૂષણ'નાં પૃષ્ઠોમાં મીલાઈ રહેલાં હરિ પ્રેમપંચદશી અને 'કલાન્ત કવિ'નાં કાવ્યો છે. તો હવે આ કાવ્યોમાં શું છે તે આપણે જોઇએ.

આગળ જણાવવામાં આવ્યું છે તે મુજબ બાલાશંકરનો પ્રેમ-મર્મ સુફીવાદ અને ભક્તિભાવનાના સંમીલન રૂપ હતો. હેમનાં કાવ્યોમાં પરમાત્માને ક્ષણે ક્ષણે પ્રીતમ અને પ્રિયતમાનાં સંબોધનથી આવાહન થતું આપણે જોઇએ છીએ. ઘડીમાં તે પ્રિયદર્શન ઉત્સુકતાથી ગમગીન આશક તરીકે ફરીયાદ કરી રહે છે, ઘડીમાં સંમીલનમાં ચુપ માનતી માશુકની પેઠે જીગરની દાદ દર્શાવી રહે છે. મીરાંબાઈ અને નરસિંહ, હાફીઝ અને દયારામ અને જયદેવ—એમના હૃદય-રહસ્યમાં રમતી વાણીમાં એમની અલૌકિક પ્રીતિને પોતાની કરી દિલસિતારના સુરમાં તેનું સ્વર્ગીય ગાન ઉતારે છે.

અહીં એક બીજી મહત્વની વસ્તુ આપણે યાદ રાખવાની છે ને તે એ કે, કવિવરના હૃદયમાં દિવ્ય કાલ્પનિક સૌંદર્યની ભાવના એજ પરમાત્માની ભાવના છે. અને ઘણે ખરે ઠેકાણે હેમણે સુન્દરતાને નામે જ પ્રભુનું પ્રેમયાચન કરેલું છે. એટલે એ બંનેનું સામ્ય ગણવું આવશ્યક છે. 'કલાન્ત કવિ' પ્રિયતમા સુન્દરતાને કહે છે કેઃ—

જડાત્મા માટીના કલ્પી રમ્ય પુતળાં—
પુરો પ્રેમાંશી હું—
ધરી વીણા કાંધે અનુસરૂં તહારી ગતિ અને
મનસ્વી વિચારે મૃદુ સ્વર કરતો તુજ કને.

કુદરતની દિવ્ય સુન્દરતાનું સહસા એમને દર્શન થયાનું સ્મરણ થઇ આવે છેઃ—

થયું મ્હારૂં ત્હારૂં મિલન શુભ એ દેવી ભૂમિમાં
પ્રતાપી દેવીના નવરસભર્યા પ્રાંગણસુમાંઃ—

મ્હને પૂરૂં તારાં શશિ રવિ રત્નોનું સ્મરણ છે
અહા ! પૂર્ણિમાએ રમણિય પ્રદોષે વન વિશે !

પછી કવિ અને કુદરત વચ્ચે પ્રીતિ થાય છે:—

ક્વચિત્ નિદ્રામાંથી ઝબકિ જગવી પ્રેમી મુજને,
પરાશાન્તિ તારી લઇ જતી મને રમ્ય સુવને,
તને બોલાવાને સમિપ મુજ સંકેત વનમા,
અહા ! ગાજી રેતા મુરલીરવ મીઠા ગગનમા !
ફર્યો તારી સંગે મન બહુ ઉમંગે બહુ દિશે
સદા સાથે રેતી નવલ સુખ દેતી હનિ ખરે;
તરંગો તારામાં હૃદય કેવું મુજ પીગળતુ,
સુખે વા દુખે વા રહતુ રસપીયૂષ ઝરતુ.

પછી કૃતિમાંથી કર્તા તરફ મતિ વળે છે અને કુદરત સમસ્તને પ્રભુતાની પ્રતીતિ માત્ર રૂપે તે નિહાળે છે—

હશે યોગી મોટા જગતની મહિ યોગ સધના,
કદાપી હું તોયે મન ન ગણુ છો રખડના,
સમાધી લાગી જે સહજ તવ પ્રેમે મુજ નણી,
ખરે તે માગી છે સતત દૃઢ મોક્ષે નિસરણી.
નથી વેદાન્તે જે, નથીં સ્તવન પૂજા નિયમમા,
નથી પૂરાણોમા, નથીં ગમન યાત્રા વિષયમાં,
નથી નીતિ માર્ગે નથી અધિક વિજ્ઞાન રણમા,
વસ્યુ આવીને તે ફળ અમિત તારા ચરણમા.

અને

વળી મોક્ષે સિદ્ધિ નવ સુચરણે આવી જ ગ્રહી

એમ પ્રેમી હૃદયને આત્મવિકાસ થયા પછી તે માને છે કે—

રહ્યા બાંધ્યા તારી અલકલટની સાંકળ વડે
કદી ત્હેને કોઇ નહિ જગતમાં બંધન નડે.

—અને

સદા જેને શીરે તવ પિયુષ ધારા વહીં રહી
સદા તે સ્નેહીને શુચિ સરિત શી પ્રાણ વહી,
નહીં તેને અંગે જગત વ્યવહારાગ્નિ અડશે
સદા તેને ચિત્તે ઉદધિ પરમાનંદ વહશે.

આખરે સુન્દરતાને સંબોધે છે કે—

પછી કોઈ કાળે ક્ષણિક વપુના બંધ વિખરે
રહેતું પાસે ને નજર વધુ તારા પર ગ્રહે,
તજી સંસારાબ્ધિ સતત દુઃખવારીથી પુરજે
રહે આશા–તારા સ્વરૂપ મહીં ચૈતન્ય વિચરે.

અને એ મહાન આશામાં સમાપ્તિ કરે છે.

'હરિપ્રેમપંચદશી' પણ મનોહર કાવ્ય છે; એ જ ભાવનાઓ, એ જ પ્રેમ, એ જ કવિત્વ, પરન્તુ વધુ પ્રકાશ, વધુ લાલિત્ય, વધુ માધુરીમાં ઝળકે છે. આ કાવ્યને માટે કવિવર કહે છે તેમ ત્હેમાં પ્રેમાંશ તરતો છે અને અંતરોતર જ્ઞાનાંશ વહતો ચાલ્યો આવે છે. ઉપરઉલા વિચાર ન કરતાં જરા ઉંડી દૃષ્ટિથી વાંચવા તેઓ વાચકને ભલામણ કરે છે.

ત્હેમાં વીસ ખંડ છે; પ્રીતમ પ્રિયતમાની રસલીલાનું વર્ણન છે. રાધિકા અને શ્રીકૃષ્ણચન્દ્રની પ્રીતિપ્રતિમા વાંચનારના હૃદયમાં ખડી થાય છે; નવીન પ્રકારની આલ્પનીને બદલે પંચદશી–વૃન્દાવનને બદલે જગકુંજ, જયદેવને ઠેકાણે બાલ, સ્વામરણું યમુનાજલની

જગોએ નીલરંગી કાળસાગરના સાગરતરંગો, એવું એવું જ કંઇ મનમાં થઇ આવે છે. નવીન રચના, નૂતન ભાવના સ્વીકારનાં પણ એવું એ ચિત્ર કાવ્યજીવનમાં સચેતન થાય છે. વેણુનાદ પણ થાય છે, પંખીઓનાં કલ્લોલ પણ સંભળાય છે, વનકુંજેમાંથી આવતી મિઠ્ઠી અનિલલહરીઓ પણ ચોતરફ સુગંધ રેલતી અહીં લહકાય છે.

'પ્રેમપંચદશી'ના બધાં કાવ્યોમાં ઉતરવું અત્યારે કઠીન થઇ પડે એમ છે; પરન્તુ જે થોડુંક આપણે જોઇ શકીશું તેથી જણાશે કે ઉપરથી રચનાવિહીન પરન્તુ કુદરતી રીતે ત્હેનાં આન્તર તત્ત્વોનાં ગૂઢ સંબંધથી તે અનુકૂળ બન્ધનોમાં અરસપરસ સંયુક્ત રહેલાં છે. કવિ સુન્દરતાને-પ્રભુતાને શુભાની, ગુણગરવીલી, માનિની, સજની, પ્રિયતમા, અબોલા, પટરાણી આદિ અનેક નામ અર્પે છે, અને તે નામોમાં એક જ ભાવના અધ્યાહાર છે એમ આપણે માની લેવાનું છે.

પહેલો ખંડ પ્રભુ પ્રીતિની શોધમાં નાયક ગાળે છે, અને આવા સમયમાં થઇ આવતી મનોવૃત્તિઓ બીજા, છઠ્ઠા, સાતમા, બારમા, ચૌદમા, પંદરમા અને અઢારમા ખંડમાં પ્રદર્શિત થઇ છે. ત્રીજામાં માનસિક પ્રિયદર્શનની સ્મૃતિનું ભાન થાય છે અને તે આઠમા તથા દસમા ખંડમાં પુનઃ પુનઃ દૃષ્ટિગોચર થાય છે. પછી પાંચમા ખંડમાં એ અલૌકિક સુખનું સ્વપ્ન આવે છે. અગીયારમા ખંડમાં દિવ્ય દર્શન થાય છે અને તેરમા ખંડમાં પ્રિયદર્શનની પ્રતીતિ નિરંતરને માટે રહે છે; પરન્તુ ચોથા ખંડમાં પ્રેમમાર્ગની ખુબિના અણસમજુ પણ વ્યવહારકુશળ મનુષ્યો પ્રેમીના દિલ ઉપર પોતાની દુનિયાદારીવાળી બુદ્ધિની અસર કરવા જતાં પાછા પડે છે ત્હેનું વર્ણન છે, અને નવમામાં જાગ્રતિ માટે મનને પ્રબોધે છે. જે થયું એ બધું સ્વપ્નતુલ્ય

થઇ થઇ જાય છે: ફરીથી દર્શનોત્સૌક્ય સોળમા ખંડમાં ઉદ્દભવે છે. સત્તરમામાં પ્રીતિના ઉદ્દગાર હૃદયમાંથી નીકળી આવે છે. ઓગણીસમા ખંડમાં પ્રિયતમાનાં દર્શન થાય તો વધામણી આપવાને કવિવર તત્પરતા ધારણ કરે છે, અને વીસમામાં પ્રેમીની નિસ્પૃહતા સંપૂર્ણ અંશે ખિલી નિકળી ભાસે છે.

આતે સ્વપ્ન કે આતે જાગ્રત-ખરૂં શું અને ખોટું શું એ ભ્રાન્તિમાં વાચકને અનેક સ્થળે લિટનની Strange Storyની પેઠે આ કાવ્યમાળા ઝુલાવે છે. અહેં હેમનો યથિતસાર આપવા પ્રયત્ન કર્યો છે, પણ તેથી તેની પોતાની કાર્યપ્રણાલિકા તોડવી પડે છે. નાટકના ઉઘડતા પડદાની પેઠે, એક પછી એક અવનવીન રૂપમાં વિકાસમાન થતી વનલક્ષ્મીની પેઠે, ધીમે ધીમે ખીલી નિકળતા સાન્ધ્યનભરંગની પેઠે, આ કાવ્યના ખંડ આપણા હૃદય સમક્ષ સરે છે. દર્શન થતાની સાથે સ્વપ્નવત્ ભાસે છે, સ્વપ્નમાં વિહાર કરતાં દર્શનલાલસા થાય છે અને પુનઃ દર્શન થઈ, વળી પાછી એની એ પિપાસા રહે છે અને ભૂતકાળ સ્વપ્નવત્ બની જાય છે. આને મનુષ્યજીવન કહો, કાળસ્વરૂપો કહો, જે કહો તે આવી જ રીતે દર્શનીય થાય છે. અને અંતે નાટકના છેલ્લા પડદાની સ્થાપના-પાનખરમાં રૂઢ થઇ મૃતપ્રાય બનતી વનશ્રી-રાત્રિના અંધકારમાં બળી જતી આકાશરેખાઓની પેઠે આ સર્વ જીવનરંગો પ્રભુતાની અભેદ અદ્વૈતભાવના પ્રેમની આત્યંતિક અવસ્થામાં આત્મપરમાત્મનો ભેદ વિગ્મરી એકત્વ પામે છે. હવે આ કાવ્યસરિતામાંથી થોડાંક સુધાબિન્દુ સંગ્રહી જોઇએ.

કવિ સુન્દરતાને શોધે છે,

એ વીર વિરહી ખોળવા મુજને જગત કંઇ કંઇ ભમ્યો,
ગિરિવર ગુહા કે કુંજકુંજે તોય મેં દીઠી નહીં;
બાગમાં, અનુરાગમાં કે પુષ્પના મેદાનમાં
ખોળી તને આતુર આંખે તોય મેં દીઠી નહીં.
સરખાવી તારૂં તન મેં ખોળી ચમેલી વનમાં
પણ હાય! પૂછી આજની કરમાઈ! કાલ દીઠી નહીં.

પ્રીતિનું કારણ પૂછતાં ઉત્તર દે છે કે—

કંઇ સ્વાર્થ કે કારણ તહારા પ્રેમમાં મ્હારે નથી
પ્રેમનું કારણ પ્રેમ તે વિના બીજું ગમતું નથી.
શો સ્વાર્થ બુલ્બુલને ગુલાબી રંગમાં આવી વસ્યો
એને ઘડીભર રંગ એ જોયા વિના ગમતું નથી.

અને—

રે ક્ષણ પ્રતિક્ષણ મધુર મુખ નિરખ્યા વિના ગમતું નથી—

વળી કહે છે કે—

મુજ દુઃખનો વિશ્રામ વ્હાલી મેં ધર્યો મુખ પંકજે
લઇ રદપર વીણા મધુરી ગાઉં તારાં બિરદ હું.

દુનીયાંડાહ્યાં મનુષ્યોની શિખામણો પરત્વે કહે છે કે,—

ભરસાગરે તોફાન વાયુ ગર્જતા ઘમઘોરમાં
ઉપકંઠ બેસી હસે ટીટાડી તેહને હું શું કરૂં ?

અનિલલહરીને પૂછે છે કે—

પલક એક પ્રીતમજી અમને સંભારી મન લાવે છે ?
અશ્રુપુષ્પ જે ભેટ મોકલ્યાં પ્યારી અલક ધરાવે છે ?

પ્રિયતમ અને પ્રિયાની વચ્ચે જગતસિન્ધુ પડ્યો છે ત્હેનું સ્મરણ કરતાં ફરિયાદ કરે છે કે,-

> રડી રડી તું બેઠી રુવે ને પ્યારી ક્યાંય વિરાજે
> વચમાં લહરી લહરંતો મહાસાગર ગર્જન ગાજે.

આપણા એક નવિન કવિના "હું છું, સુન્દર ગીતડું તું મ્હારૂં બુલબુલ" એ સુરસ કવનનું સ્મરણ અગીયારમો "દિવ્ય દર્શન" વાળો ખંડ ઉઘાડતાં થાય છે. પરંતુ ભાવના, બાધા, વિચાર વધારે બળવાન, વધુ ગહન, ઉંડી કલ્પનામય અહીં આપણી સમક્ષ ખડાં થાય છે.

> હું છું શંકર તું સતી ચિરમણી સૌંદર્ય ધારાવતી,
> તું છે પ્રેમળ મારી નિશ્ચલ સખી! પ્રેમે સમાધિ સ્થિતિ;
> ત્હારે છે સુખચન્દ્રમા તુજ શિરે ચન્દ્રાર્ક સારસ્વતી,
> હાં હાં જોડ સમોવડી મળી પ્રિયે, વિદ્યાપતી શ્રીમતી.
> જેણે એકજ બિન્દુપાન કરીયું સૌંદર્ય ધારા થકી,
> રે! તે પ્રાણી તણી ગતિ અવર શી તર્કી સદાયે ગની.

આવાં આવાં અનેક સુન્દર કવન આ કાવ્યમાં પગલે પગલે દષ્ટિગોચર થાય છે. કવિ અહીં પોતાના હૃદયની પ્રેમભાવના-બ્રહ્મ-ભાવના તાદૃશ કરે છે,-

> ધારા ઉપર હું પદેપદ સખી! ત્હારા વિચારે કરૂં,
> આધારે તુજ મૂર્તિના નયનથી સંસારમાંહી ફરૂં.
> અને કદિ ભાનુ અને દાદશ ચન્દ્ર અસ્ત થશે, વસુંધરા વારિમાં
> રેળાશે, જગતની કંઇક પ્રેમતરણીઓ પણ ડુબી જશે, છતાં
> મારી ટેક શુચિધ્વજા પ્રલયના પયોધિમાં ફરકશે.

અને

સૃષ્ટિના શ્રમથી વિનિદ્રિત પરબ્રહ્મ પ્રશાંતિ ગ્રહે,
સંસારી જીવ માત્ર નામ રૂપમાં ના ભેદ કાંઇ રહે;
કાંતિ ! કોઈ દિને દિનેશ કિરણો જ્યારે તને તર્જશે.

ત્યારે પણ—

મારો નાદ તુહિ તુહિ સઘન જો શૂન્યાત્મમાં ગર્જશે.

સુન્દરતાનું આવાહન કરતાં કહે છે કે—

પા રે અમૃત ઘૂંટડા નવી નવી નિત્યે કવિના બને.

પ્રભુપ્રેમની ભાવનાનું ઉચ્ચ ભક્તિમયું સ્વરૂપ આલેખતાં કવે છે કે—

નયનપાત્રમાં રંગી મદિરા ભરી પાવા તૈયાર,
કાળજડું શેકીને ચર્વણ લઈ ગયો તે દ્વાર.
રગરગ ખેંચી તાર કરી પિયુ પિયુ પિયુ ગાન કરંતાં,
અંતરવીણા નાદ કરંતાં, પ્રિય મુખ નજર ધરંતાં.
પ્રીતમપદની રજની રજનો પુણ્યશ્લોક પરાગ,
અંજન આંખે સુરમો કરવા મેં ચાહ્યો બડભાગ.

પરંતુ એ સર્વમાં નિષ્ફળતા છે, છતાં પ્રેમી-હૃદયવૃત્તિનું બળ, એકાગ્રતા તો એની એજ રહે છે.

દૃષ્ટિ કિરણની કલમ લઇ કંઇ ચિતર્યાં ચિત્ર હજાર,
પ્રિયતમ કેરા પૃથ્વિપાટ પર પણ સહુ સરખાં યાર;
ક્યાં ક્યાં આસુ ઝલતો સંસાર, રુધિર નયનધાર—

અને

પ્રેમ વસ્યો ત્યાં ભેદ કશો છે પછી કશી છે રીસ;
બાલ મુકી દુનિયાને, નામ્યુ પ્રિયપદ પંકજ શીશ,
મુકયો મુકયો આ અખિલ સંસાર, મન ધરી પ્યાર;
પ્રિતમ હજુ ના મળ્યો રે.

જતાં—

કવિમાં હારીઝની વિશ્વસમસ્તથી પર જતી દોરના પણ સ્થળે સ્થળે પ્રત્યક્ષ થયાં કરે છે.

પ્રભુનાં દર્શન થાય છે તે સમયે વદે છે કે,

આજની નિશા હરિ જો કરે કે પૂરે નહીં;
ત્રિ જગત ચડાવું એ આખડી મેં ધરી ધરી.

અને વાંછના તો એ જ રહ્યાં કરે છે કે—

નિરખું નયનભર મૂર્તિ મોહનની ભરી ભરી.

કવિશ્વર દલપતરામનું આપણી જૂની વાંચનમાળામાંનું જાણીતું વાક્ય

" પોપટ પાળે પ્રીતથી, કોઈ ન પાળે કાગ "

એની સાથે ઓગણીસમા ખંડને સબંધ છે. કાગવાણી શ્રવણ કરતા–પ્રિયમિલનની સ્મૃતિ યાદ થતા થતાંમાં કવિના લખતે લખતે એ યાદ આવ્યું; ત્હેની સાથે એમ પણ ભામી આવ્યું કે વાયસને એથી મહાન્ અન્યાય થાય છે, એટલે ત્હેના આવકારનું જ કાવ્ય જોડવા વૃત્તિ થઇ ગઇ. હવે એ સુવિદિત છે કે કાગડો કોઈ પણ ઘર આગળ બોલે તો તે પરોણા આવવાની નિશાની તરીકે મનાય છે. આપણા પ્રેમી કવિને તો સુન્દરતાદેવીની પરોણાગત માટે ઉત્સુકતા હતી જ એટલે તરત ધારણા સફળ થઇ.

મીઠી મીઠી વાણી બોલો વાયસજી,
કુમકુમ રંગ વધાવું;
આવે જો પ્રમદા પટરાણી,
પંજર હેમ ઘડાવું.

અને

છોઙી પિયુસંગમના સૂચક,
કરૂં શો નિછાવર વાઈ.

હવે છેલ્લા કાવ્યખંડમાં આવીએ છીએ.

નજર મારી પ્રિયા વિના ન દેખે કંઇ જગત આખે,
બીજાના બંધકારી પ્રેમનો તો જોર જૂદો છે;
શિખે જો પ્રેમ પૂરો તો જ અચલ અભેદ પામે તું,
નથી ત્યાં પ્રેમ જ્યાં છે ભેદ–એ વ્યવહાર જૂદો છે.

તથા

ગુરૂ આદેશ છે અમને અવળ પંથે વળ્યા જઇએ,
દુનીયાથી પછી આ બાલ બેદરકાર જૂદો છે.

એ નિસ્પૃહ સ્વાતંત્ર્યપૂર્ણ અર્થવાહી શબ્દોમાં આ ખંડ પૂર્ણ થાય છે.

આવાં આવાં અનેક વિચારરત્નોથી ઝળકતો આ ભંડાર આપણી ગરવી ગુર્જરીનાં સંતાનો પાસે છે ત્યાં સુધી પ્રેમધર્મની મહત્તમ ભાવનાઓ પણ ક્ષીણ થતી જતી કોણ માની શકશે?

કવિવર બાલનું અર્વાચીન કવિઓમાં સ્થાન નિર્માણ કરવાનો, ત્હેમના સાંસારિક જીવનના અનેક તડકા છાયા દૃષ્ટિગોચર કરાવવાનો કિંવા જે અર્થમાં મ્હેં ત્હેમની કૃતિઓનો અર્થ કીધો છે તે સત્ય મનાવવાનો આ લેખનો હેતુ નથી જ. આગળ નિવેદન કર્યું તેમ આ તો માત્ર સહૃદયતાથી એ મહાનુભાવનાં વેણ સમજવાનો પ્રયાસ જ છે. મનુષ્ય માત્ર જ્યાં સુધી મનુષ્ય છે ત્યાં સુધી જગતના નિવૃત્તિ પ્રવૃત્તિના ઝુલા ઉપર ઝુલશે, તેજતિમિરનાં મોજાંમાં ઉછળશે, પણ ત્હેને ત્હેના કવિહૃદયની સાથે સંબંધ નથી એમ આપણને આપણી

પહેલી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાન ઉપરથી બોધ મળ્યો હતો અને તે જ ઉદ્દેશને અનુસરતાં આ લેખ લખાયલો છે. આપણે શુદ્ધ ન્યાય કરી શકીએ એમ નથી. આપણા કવિવરે કહ્યું છે તેમ—

> જગતના કાચના યંત્રે ખરી વસ્તુ નહીં ભાસે,
> ન સારા કે નઠારાની જરાએ મંગને રૂહેજે;
> કટુ વાણી સુણે જે કોઇની વાણી મીઠી કહેજે.

*　　*　　*　　*　　*

> પીયે તો શ્રી પ્રભુના પ્રેમનો પ્યાલો ભરી પીજે.

અને એ સુમોધક વચનો ઉચ્ચારનાર મહાત્માની—ત્હેમના રહેલા કાવ્ય અવશેષોની રજા લેતાં, ત્હેમની કૃતિમાંથી જ દેવી સુન્દરતા—પ્રભુતાનું સ્મરણ, પ્રાર્થન કરીશું—

> પ્રેમી પ્રાણી તણી મહા પ્રણયિની સંપૂર્ણ કામેશ્વરી,
> કોટી અર્કસમ પ્રભા મુજતણા જે ચિત્ત સ્થાનેશ્વરી;
> જેના અંશ થકી હું ઉદ્ભુત થયુ તું મારી પ્રાણેશ્વરી,
> તે દેવી નિત નિત્ય નૂતન સદા, ત્વાં પાતુ વિશ્વેશ્વરી !

રામમોહનરાય જશવંતરાય દેસાઈ.

# કથામંજરી-ભાગ પહેલો.

( સોનેરી નામનું સુન્દર પુંઠું-કિંમત રૂ. અઢી. )

બીજા કોઇ સંગ્રહમાં ન આવેલી નીચેની સોળ વાતો આમાં છેઃ—

| વાર્તા. | લેખક. |
| --- | --- |
| ૧ વેષધારી | ( રા. રા. છગનલાલ હરિલાલ પંડયા; બી. એ. ) |
| ૨ તારાનું અભિજ્ઞાન | (રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ.) |
| ૩ એક રાત્રી. | (ડૉ. રવીન્દ્રનાથ ટાગોર. તે ઉપરથી રા. રા મહાદેવ હરીભાઈ દેસાઈ; બી. એ. એલ. એલ. બી. ) |
| ૪ અપરિચિતા. | ( ,, ,, રા. રા. ભગવાનદાસ ગીરજાશંકર ભટ) |
| ૫ મણી. | ( ,, ,, રા.રા. વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર બી. એ ) |
| ૬ વીસમી સદીની શકુંતલા. | (રા.રા.વૈકુંઠલાલશ્રીપતરાયઠાકોરબી.એ.) |
| ૭ દોલત. | (સ્વ ભાઈ રણજીતરામ વાવાભાઈ મહેતા; બી. એ.) |
| ૮ સુમનનો સંતાપ | (રા.રા.ઈન્દુલાલકે.યાજ્ઞિક,બી.એ.એલ.એલ બી.) |
| ૯ લગ્ન. | ( સૌ. શારદા મ્હેતા; બી. એ. ) |
| ૧૦ " ગરબાવાળી " | ( રા. રા. સુધાકર. ) |
| ૧૧ પૈસો કે પ્રેમ ? | (રા. રા. ચંપકલાલ એચ. ભગુડીઆ, બી. એ.) |
| ૧૨ વિચિત્ર સ્વયંવર. | ( રા. રા. બાલયોગી. ) |
| ૧૩ રેણુકા. | ( રા. રા. ગોકળદાસ ડી૦ રાયચુરા.) |
| ૧૪ કમળાનો કજીઓ. | ( રા. રા. રમણીક અ. મહેતા. ) |
| ૧૫ પ્રિય બાલા. | ( રા. રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ પટેલ. ) |
| ૧૬ લલિત-માધુરી | ( રા. રા. જગજીવન કાળીદાસ પાઠક. લગભગ ૮૦ પૃષ્ઠની મોટી અપ્રસિદ્ધ સ્નેહવાર્તા. |

# કથામંજરી-ભાગ બીજો.

( મોટા પૃષ્ઠ ૩૦૦ સોનેરી સુન્દર બંધાઈ—કિંમત રૂ. ત્રણ )

આ ભાગમા વિદ્વાન્ લેખકોની નીચેની ચૌદ વાર્તા-કથાઓ છે –

૧ નિર્મળા (લગભગ ૧૦૦ પૃષ્ઠની અપ્રસિદ્ધ પવિત્ર સ્નેહકથા )
૨ ગુલછડીના બાગમાં ગુલાબ ( લેખક મી. શિયાવક્ષ નસરવાનજી મોદીઆ પારસી સસારી સ્નેહકથા )
૩ બે મૃગનાયક —(લે જીવનલાલ અમરશી મહેતા આત્મભોગ વડે પરમાર્થ સાધનની અપ્રસિદ્ધ કરુણકથા.)
૪ સુખી રાજકુમાર. (લે ગ રા સવાઈલાલ ચુનીલાલ યાજ્ઞિક )
૫ એક સ્વપ્ન (લેખક રા રા. પુષ્કરરાવ વામનરાવ મહેતા, એમ એ. એલએલ બી )
૬ મદનનો મનોરથ—(લે ગ ગ મોહનલાલ પાર્વતીશંકર દવે, એમ એ એલ એલ બી ચાલુ જમાનાના ઉછરતા યુવક અને પ્રેમી જીવનનુ એક સુદર દશ્ય )
૭ નિર્ભયતાની મૂર્તિ. ( લે શ્રીમદ્ ઉપેન્દ્રાચાર્યજી ) આત્મબળની શક્તિનો પ્રભાવ દર્શાવનારી વાર્તા.)
૮ માદીની છોકરી—(લે ગ રા ડાહ્યાભાઈ રામચદ્ર મહેતા– માતપ્રેમ મનોનિગ્રહ અને સાચા પ્રેમની અપ્રસિદ્ધ વાર્તા)
૯ ચતુર્મુખ ચાર મુખનુ નાટક.
૧૦ બુદ્ધાદારબંધ.
(૯–૧૦: લે રા બ રમણભાઈ મહીપતરામ નીલકંઠ,બી એ એલએલ બી. બુદ્ધિચાતુર્યની અદ્‌ભુત વાર્તાઓ)
૧૧ વિચિત્રવિલ–( લે રા રા પુષ્કરરાવ વામનરાવ મહેતા ( આશ્ચર્યમાગ, બુદ્ધિચાતુર્ય, અને અદ્‌ભુતોભરી વાર્તા. )
૧૨ હીરામ શેઠની મોટી ખાણ. (લે ગ રા મણિશંકર રત્નજી ભટ્ટ– વધી પડેલી ખોટી જરૂરીયાતો વિશે વિચારણીય બોધકથા.)
૧૩ દુખમાથી સુખ. (લેખક સ્વ રાજકવિ કનાપી )
૧૪ માતૃભાષા પ્રત્યેનો પ્રેમ.

-

ગુજરાતી સાહિત્ય-પરિષદ્‌ના

# પ્રમુખનાં ભાષણો.

——xxxx——

## ૧. રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીનું ભાષણ.

( પ્રાચીન ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ. )

સાક્ષર બન્ધુજનો,

આ સભાનો ઉપક્રમ આપણા મન્ત્રીએ વિસ્તારથી દર્શાવેલો છે, તે ઉપક્રમનો નિર્વાહ સભ્ય જનોએ કરી બતાવવાનો છે, અને તે પછી તેનો ઉપસંહાર યથાશક્તિ યથામતિ મ્હારે શિર છે; તો આ આરમ્ભસ્થાને તે વિષયોથી તટસ્થ રહેવામાં અને અન્ય વક્તાઓના મધુર ગુઞ્જારવથી પ્રસન્ન થઇ તે પછી તેમનું અનુસરણ કે તેમના વિષયોનું અનુસ્તવન કરવામાં તેમના પ્રતિ મ્હારો ધર્મ વધારે સચવાશે એમ ધારી, આ સ્થળે મને તમારા પ્રમુખસ્થાને પ્રતિષ્ઠા આપવા માટે તમારો ઉપકાર માનું છું અને હવે પછી જે વિષયો ચર્ચાવાના છે તેના શીવાય કાંઇ અન્ય વિષયોમાં ચઞ્ચૂપાત કરવાની રજા માગું છું.

બન્ધુજનો, આ યુગ રાજકીય, સાંસારિક અને અન્ય વિષયના સમાજોનો છે. કોઈ સ્થાને કાન્ગ્રેસો તો કોઇ સ્થાને કોન્ફરન્સો, કોઇ સ્થાને ક્લબ નામે તો કોઇ સ્થાને એસોસિયેશન નામે સમાજો, આ તેમ અન્ય દેશોમાં ભરાય છે. જ્યાં સર્વ પાસ આવા સતારના રણકારા સંભળાય છે ત્યાં આપણા એકતારાનો ધ્વનિ પણ તેમાં ભળે અને સામાજિક પ્રવૃત્તિના લયમાં કાંઇક વૃદ્ધિ કરે તો તે ચિત્ર દેખીતું

સુન્દર જ છે. જ્યાં ચારે પાસ ગાન તાન ભરી રહેલું હોય એવા પ્રદેશમાં ઉગ્યું રહેલું પ્રાણી ગાનાદિકમાં કુશળ નહિ હોય તો બોલ્યા વિના હૃદયમાં ગાન ઉતારવા મંડશે, તેનાં હાથપગ તેની પ્રેરણા વિના તાલ આપતાં હોય તેમ નૃત્ય કરશે, અને પ્રસિદ્ધપણે વર્તતા ગાનમાં અપ્રસિદ્ધપણે આ હૃદય અને શરીર લય પામશે. જો ગાનમાં કુશળ ન હોનાર આવો લય પામશે તો ગાનમાં પ્રવીણ સત્ત્વો પ્રકટપણે એવા ગાન ભેગું ગાન કરવા મંડી જશે. આવી જાતના લયનું કારણ આ સૃષ્ટિમાત્રનો જડચેતનવ્યાપી એક નિયમ છે અને તે નિયમનું નામ Rhythmic Law–તાલબન્ધ અથવા અનુપ્રાસયોજના–આપીએ તો સમજાય એવું છે. આપણી સાહિત્ય પરિષદ્ આખા આર્યાવર્તના એક સમાજપ્રવર્તક નૃત્યમાં આવા તાલબન્ધનિયમના બળથી ઉભી થઈ છે. જે સરસ્વતીદેવીને આપણા ઋષિમુનિઓએ વીણાધારિણી ગણેલી છે. તે દેવીના ભક્તો આવા નિયમને પાળે તો દેવીની પૂજા ફલદાયિની થશે એવી આશા કેવલ શુષ્કવાદ જેવી નથી.

આ "આશા શુષ્કવાદ જેવી નથી" એ શબ્દોનો ઉચ્ચાર કરું છું ત્યાં એક શંકા મારા હૃદયમાં ઉભી થાય છે. આવા તાલબન્ધ એકપાસથી દૃષ્ટિગોચર થાય છે તો બીજી પાસથી તાલભંગનાં કઠોર ચિત્ર પણ દૃષ્ટિગોચર થયા વિના રહેતાં નથી. કોન્ગ્રેસમાં ઐક્યની ગર્જનાઓ જે કાળે થાય છે તે જ કાળે તેમાં નૃત્ય કરનારાઓના ચરણો ઉપર કોઈ ગુપ્ત રીતે તો કોઈ પ્રકટ રીતે લાકડીઓ મારી તેમને લુલા લંગડા કરી દેવાના પ્રયત્ન કરનારાઓનાં ચિત્ર પણ જોઉં છું. સોસ્યલ કોન્ફરન્સને પણ એવા જ ઘાત થાય છે, અને તમે જે કોઈ સામાજિક કામ કરશો તે સર્વમાં પણ એક પાસથી તાલબન્ધ તો બીજી પાસથી આવો જ તાલભંગ પણ જોશો. આવે પ્રસંગે

તાલબન્ધના પક્ષનાં કોઇક હૃદયો નિરાશ થાય છે તો કોઇક હૃદયોમાં વધારે શૌર્ય ઝ્હડતું દેખું છું, કોઇક પગ ભાગી જ્યનૃત્ય કરનારમાંથી એક જણને ઓછો કરે છે તો કોઇ સ્થાને તો એકને સ્થાને બીજા બે નૃત્ય કરનાર ઉભા થાય છે, કોઇક સ્થાને પૃથ્વીપરથી પડતી લાકડીયોના પ્રહારને બળે ભાગી પડવાને સટે કેટલાકના ચરણ વધારે વધારે ઉંચા ઉછળી ઉછળી વધારે વધારે નૃત્ય કરે છે. આ સર્વ જોઇ હું નિરાશ થતો અટકું છું., ધીમે ધીમે તાલભંગમાં પણ તાલબન્ધની જ સાંકળો દેખું છું, ને તાલબન્ધ અને તાલભંગ ઉભયને પ્રેરનાર એક પરમ તત્ત્વને જોઇ તેનામાં શ્રદ્ધા પામું છું. એ પરમ તત્ત્વને બળે જેમ દાંડીઆ રમનારા એક બીજાના હાથના દાંડીયાને પોતાના હાથના દાંડીયાવડે ઝાપટે છે તે જ રીતે તાલભંગવાળાના પ્રહારથી ઝપટાતા તાલબન્ધમાં અને તાલબન્ધને પ્રેરતા તાલભંગમાં હું કોઇ મહત્તર તાલબન્ધ દેખું છું. ગણિતશાસ્ત્રીઓ વત્તા અને ઓછાનાં ચિહ્ન-plus અને minus-વાળી સંખ્યાઓ એકઠી કરી એક કૌંસમાં મુકી તેનો ઉપયોગ કરે છે તેમ સંસારના ગણિતનો પરમ શાસ્ત્રી પણ આ તાલબન્ધ અને તાલભંગને આવા જ કૌંસમાં મુકી કોઇ પરમ સાધ્યને સાધે છે, તેને પાશ્ચાત્ય શાસ્ત્રીઓ evolution કહે છે.

ગુજરાતી સાહિત્યનો વિસ્તાર વધારવો અને એ સાહિત્યને લોકપ્રિય કરવું એ ઉદ્દેશ આ સભાનો છે, તે ઉદ્દેશના વિષયમાં તાલભંગ થવાનો સંભવ દેખાતો નથી; કારણ, આ સભાના સભ્યજનો સાક્ષર હોવાથી આ વિષયના નિર્વાહમાં તાલબન્ધ કરે એવું જ અનુમાન થાય છે. બાકી સભાથી બ્હાર નીકળશો તેની સાથેજ એવાં મનુષ્યો મળશે કે જેઓ ગમે તો ગુજરાતી સાહિત્યને દેશકાલના ઉદય માટે નિરર્થક ગણશે, ગમે તો સાહિત્ય માત્રને વેદીયાં ઢોરને

માટે ગામ આંગણે કઢાડેલી ગોચર જમીન જેવું ગણશે, કોઇ વળી એવું ગોચર કઢાડી નાંખી ખેડાણ જમીનમાં ભેળવી દેવું યોગ્ય ગણશે, અને ગમે તો કોઇ વ્યવહારકુશળ અને દેશાભિમાની મનુષ્યો એટલે સુધી કહેશે કે આવી સભાઓમાં આપણે કાળક્ષેપ અને શક્તિનો વ્યય કરીયે તેના કરતાં કોઇ વધારે લોકોપયોગી કામમાં ચિત્ત ધા-લીયે તો દેશનું કલ્યાણ થાય. આ સર્વ ચર્ચાઓ લોકમાં સભાબ્હાર ઉડે અને આપણી સભામાં તેથી ભય પ્રાપ્ત થાય ત્યાં સુધી સાક્ષર-સભામાં આ અક્ષરવિરોધનો પ્રતીકાર કરવાનું કારણ નથી. હું આ વાત ઉપર આજથી ધ્યાન એટલા માટે ખેંચું છું કે આવતા વર્ષની સભાને પ્રસંગે આવું ભય જણાય તો તેને માટે સભ્યજનો સજ્જ રહે. આ સભાના તાલબન્ધને વિસ્તાર આપવાના ઉદ્દેશનો ફલોદય આપણે જે સાધનો વાપરીશું તેના ઉપર વધારે આધાર નાખશે માટે બ્હારનાં વિઘ્નો કરતાં આપણી અંદર અંદરનાં વિઘ્નો ઉપર અને તે દૂર કરવાનાં સાધનો ઉપર તેમ આપણા ઉદ્દેશના ફલોદયનાં સાધનો ઉપર હું બે શબ્દ કહેવા ઇચ્છું છું.

આપણાં અંતર્વિઘ્નોથી પ્રાપ્ત થતા તાલભંગના ભય તો સમીપ જ છે. ગુજરાતી લેખનપદ્ધતિનો વિષય આપણા ઐક્ય અથવા તાલબન્ધના સંબંધમાં **प्रथमग्रासे मक्षिका** જેવો થઇ પડે એમ છે. કેઇ પદ્ધતિની કવિતા શિષ્ટ ગણવી એ વિષયમાં મતભેદ તો એટલો થઇ ગયો છે કે **तत्र युद्धं कचाकचि**. એ યુદ્ધમાં પડનારા તો એક બીજાથી રીસાઇને જ બેસે છે. ધર્મવિષય, રસવિષય, સંસારસુધારાનો વિષય, ઇત્યાદિ સર્વ વિષયોની ચર્ચા સાક્ષરવર્ગમાં સમુદ્રમન્થન જેવું મન્થન પામે છે અને દેવદાનવો જેવા હૃદયભેદ ઉત્પન્ન કરે છે. આ છેલા વિષયો એક રીતે સાહિત્યના વિષયો છે ને બીજી રીતે નથી.

રાજકીય સાહિત્ય, ધર્મવિષય સાહિત્ય, ઇત્યાદિ નામો જોઇએ તો વિષયમાત્ર સાહિત્યગમ્ય છે. આવા બાહ્ય વિષયોની અપેક્ષા રાખનાર સાહિત્યને બાદ કરી તેના શીવાયના સાહિત્યને જ સાહિત્ય કહીયે તો ઉક્ત વિષયો સાહિત્ય નથી. આમને સાહિત્ય કહેવું કે ન કહેવું એ ચર્ચામાં ન પડતાં આવા બાહ્ય વિષયોની અપેક્ષા રાખનાર સાહિત્યને આપણે **સાપેક્ષ સાહિત્ય** કહીશું અને તે વિનાના શુદ્ધ કેવળ સાહિત્યને **નિરપેક્ષ સાહિત્ય** કહીશું. આ સભાનાં કાર્યની યાદી જોતાં **શાસ્ત્રસાહિત્ય** અને કાવ્યાદિક **કેવળ સાહિત્ય** એવા બે ભેદ સ્વીકારતાં ઘણી અનુકૂળતા થશે. આટલા ચાર શબ્દોની પરિભાષા શુદ્ધ જ છે એમ હું કહેતો નથી. માત્ર મને આ પ્રસંગે તે સ્ફુરી આવે છે અને એ તમારાથી સમજાય એવા શબ્દો છે એમ ગણીને અનુકૂળતાનો વિચાર કરી એ શબ્દો હું વાપરૂં છું. આટલો મ્હારો આશય ધ્યાનમાં રાખશો તેને મ્હારી સાથે તાલભંગની વાસના નહી થાય.

હવે આ સભાના યોજેલા વિષયોમાંથી સાપેક્ષ સાહિત્ય દૂર રાખેલું છે એટલે તેના અન્તર્વિઘ્નનો એક પ્રદેશ દૂર રહેલો છે. પરંતુ કેવળ નિરપેક્ષ સાહિત્યને અંગે પણ આવાં વિઘ્ન–આવા તાલભગ–ના દૃષ્ટાંત હવણાં જ દર્શાવ્યા છે. હું "હવણાં" લખું છું, કોઇ "અધુણાં" લખશે, કોઇ "હમણાં" લખશે, અને કોઈ "અધુના" લખશે. આ મહાન્ તાલભંગ થાય છે અને આ એક શબ્દ લખવામાં કીયા કીયા અક્ષર ભેગા કરવા તેને માટે સાક્ષરો પુષ્કળ અક્ષરયુદ્ધ કરે છે, "મગજમારી" થાય છે, અને ક્લેશ અને કલહ પણ જાગે છે. આ સર્વ તાલભંગ વચ્ચે હું પોતે એવો તાલબન્ધ રાખું છું કે એ સર્વે જુદી જુદી લેખનપદ્ધતિઓ માટે સમભાવ રાખું છું, તેમના લેખકોના

ઉદ્દેશોનું ગ્રહણ પ્રીતિથી કરું છું, અને એ સર્વ પદ્ધતિઓ ઉપર દ્વેષ કે તિરસ્કારની દૃષ્ટિ કરવાથી મુક્ત રહી, મને અનુકૂળ પડતી પદ્ધતિનો પક્ષપાત કરી તેને વળગી રહું છું. આવી રીતે મ્હારી લેખનપદ્ધતિ અન્ય પદ્ધતિઓ સાથે તાલબન્ધ રાખતી નથી ત્યારે મ્હારું હૃદય તે સૌની સાથે તાલબન્ધ રાખે છે. કેટલાક ચોપટ અને શેતરંજ રમનારાઓ રમતાં રમતાં જાતે લ્હડી પડે છે ત્યારે કેટલાક રમનારાઓ બાજી પરનાં દાંતનાં અને લાકડાનાં રમકડાંને રમાડતાં એ રમકડાંના જયપરાજયથી પોતાના હૃદયને જયપરાજયની વૃત્તિઓથી પરાભવ પમાડતાં નથી. ડાહ્યા વકીલો અસીલોને માટે યુદ્ધ કરવામાં આગ્રહ રાખે છે અને તે કાળેજ એક બીજાના સ્નેહભાવને હીન કરતા નથી. એક પાસથી તેઓ અસીલને માટે લ્હડે અને બીજી પાસથી તેમનાં હૃદય હસી હસી અન્યોન્યની પ્રીતિ કરે એવો ધંધાનો અનુભવ છે. તમે પરસ્પર સાથે પુરા આગ્રહથી ચર્ચા ચલાવો તેની સાથે જ એ ચર્ચા કરતાં પ્રીતિ અને બન્ધુતાની ચન્દનઅર્ચાથી ચર્ચાંગ અને તમારાં હૃદય વધારે વધારે સંધાય એ કળા તમે પામશો તો આ સભામાં હૃદયના તાલભંગનો સ્પર્શ નહી થાય. ઉત્તરરામચરિત નાટકમાં લવ અને ચન્દ્રકેતુ શસ્ત્રયુદ્ધ કરતાં કરતાં હૃદયપ્રીતિ પામી ગયા એ આર્ય-પદ્ધતિનું અનુકરણ આપણી સભાના સભ્યજન ધારશે તો કરી શકશે.

એવી પ્રીતિથી જોવા જેવા ગુજરાતી સાહિત્યવૃક્ષનાં પાંચ પર્વ (વિરામો) છે:—

### પર્વ ૧. મૂળ અને થડ.

૧. ગુજરાતમાં ગુજરાતી સાહિત્યના ઉદય પહેલાં કેવું સાહિત્ય હતું? કેઈ ભાષામાં હતું? રાજકીય સ્થિતિ કેવી હતી? ગુજરાતી સાહિત્યનાં મૂળ થડની જનની-ભૂમિ-ની ઓથે (Heredity) શું ઉતર્યું?

( અ ) રજપુત રાજાઓનો કાળ:—ઇ. સ. ૭૪૬–૧૨૯૮ વનરાજથી કર્ણદેવ વાઘેલો. અણહિલવાડ પાટણમાં—સંસ્કૃત સાહિત્યનો યુગ

ઇ. સ. ૮૨૫ યાદવોએ દ્વારકાં છોડયું અને તેઓના નાયક દઢપ્રહાર રાજાની સાથે દક્ષિણમાં ચન્દ્રાદિત્યપુર અથવા શ્રી નગરમાં જઈ વસ્યા.

ઇ. સ. ૧૦૧૦–૪૧ ધારાના વિદ્વાન રાજા ભોજે અણહિલવાડ લાટ વગેરે ઉપર ચઢાઈ કરી. તેણે રચેલાં પુસ્તકો—સરસ્વતીકંઠાભરણ, રાજમૃગાકકરણ વગેરે.

ઇ. સ. ૧૦૧૦ આનંદપુર ( વડનગર ) ના ઉવ્વટે અવન્તિમાં વાજસનેયિસંહિતા ઉપર ભાષ્ય લખ્યું.

ઇ. સ. ૧૦૨૪ જિનેશ્વર નામના જૈન યતિએ ખરતર ગચ્છ સ્થાપ્યો અને અષ્ટવૃત્તિ તથા લીલાવતી લખ્યાં.

ઇ સ. ૧૦૫૦–૫૫–વિક્રમાંકદેવચરિત ( ૧૦૫૦ માં લખાએલું; તેમાં સોમેશ્વર ચાલુક્યે ધારાના ભોજ ઉપર મેળવેલી જીતનું વર્ણન છે. )

ઇ. સ. ૧૦૫૦ ત્રિલોચનપાલ ચાલુક્યનું લાટ દેશ ઉપર રાજ્ય હતું એ સંબંધી સુરતનો તામ્રલેખ.

ઉપરનાં તમામ પુસ્તકો સંસ્કૃત ભાષામાં રચાએલાં છે.

ઇ. સ. દશમા શતકથી ભાષાસાહિત્યની શરૂઆત થાય છે.

ઇ. સ. ૧૦૫૧ તામિલમાં હાલાસ્યમાહાત્મ્યનું રૂપાન્તર મધુરાપુરાણ લખાયું

ઇ. સ. દસામા શતકમાં હીંદી ભાષા હતી પણ એનું સાહિત્ય નહોતું.

ઇ. સ. ૧૩ મું શતક—મલ્લિનાથ ટીકાકાર, અને તેમના પુત્ર નરહરિ કાવ્યપ્રકાશના સરસ્વતીતીર્થ નામના—ટીકાકાર થયા.

ઇ. સ. ૧૨૬૦ દેવગિરિના યાદવરાજા મહાદેવે ગુજરાત ઉપર ચઢાઇ કરી અને વિશળદેવ ઉપર વિજય મેળવ્યો. તેનો મુખ્ય અમાત્ય હેમાદ્રિ: એણે ચતુર્વર્ગચિન્તામણિ નામનો ગ્રન્થ તથા વાગ્ભટ પર ટીકા લખી. હેમાદ્રિનો આશ્રિત બોપદેવ હતો. તેણે હરિલીલા, શતશ્લોકી વગેરે ગ્રંથો લખેલા છે બધા સંસ્કૃતમાં છે.

આ વખતમાં તામિલ વ્યાકરણ લખાયું.

ઇ. સ. ૧૨૯૨ સંસ્કૃત ગ્રંથો ઉપર વાર્તિક લખનાર જિનપ્રભસૂરિ અને હેમચંદ્રની સ્યાદ્વાદમંજરી ઉપર ટીકા લખનાર મલ્લિષેણસૂરિ હતા.

ઇ. સ. ૧૨૯૩ કાવ્યપ્રકાશ ઉપર જયન્તી ટીકા લખનાર જયન્ત ગુજરાતના સારંગ દેવના રાજ્યમાં હતો.

ઉપસંહાર—સુરત સહિત આખા ગુજરાત કાઠીયાવાડમાં રજપુત રાજાઓનો અમલ હતો અને સાહિત્ય સંસ્કૃત હતું. જૈન વિદ્વાનોમાં પણ ઘણું ખરું સંસ્કૃત સાહિત્ય હતું. ગુજરાત બ્હાર પણ એ જ સાહિત્ય હતું, પણ હીન્દી ભાષાનો અને તામિલ સાહિત્યનો ઉત્તર-દક્ષિણમાં જન્મ થયો હતો. રજપુત રાજાઓ વિષે ભાટચારણોના રાસા વગેરે—રામમાલા—ગુજરાતી ભાષાની બ્હેનપણી પ્રાકૃત

અને અપભ્રંશ ભાષા એમાં લખતા. કંઇક મારવાડી, કંઇક વ્રજ અને કંઇક બીજી ભાષામાંથી મિશ્રણ–તે રાજકવિઓની ભાષા હતી. અને બ્રાહ્મણ જૈન વિદ્વાનોના સાહિત્યની ભાષા સંસ્કૃત હતી. ગુજરાતી એ સર્વના મિશ્રણરૂપે બોલાતી હોવી જોઇએ. હાલની કચ્છી ભાષા જેવી ભાષા કદાચ તે વખતની ગુજરાતી ભાષા હશે. કચ્છી ભાષામાં સંસ્કૃત શબ્દો ઘણા થોડા ફેરફાર સાથે બોલાય છે, ( જેમકે, દોત્રો, પોત્રો વગેરે ), પણ તેમાં સાહિત્ય નથી.

( આ ) ૧૨૯૮-૧૪૨૦.

( અણહિલવાડ પાટણ અલાઉદ્દીન તરફથી સર થયા પછી મુસલમાન સુબાઓ વગેરેની હાકમીમાં પડ્યું ત્યાંથી તે ૧૪૨૭ માં અમદાવાદ બંધાતા સુધી. )

| રાજકીય. | ધર્મસાહિત્ય. | અન્ય સાહિત્ય. |
|---|---|---|
| ઇ. સ. ૧૨૯૮ સોમ- | ૧૩૦૦ મેરુતુંગ (જૈન) | ૧૩૦૦ કૈય્યટ: પતંજ- |
| નાથ, અણહિલવાડ | ૧૩૩૨ સાતમા મધ્વ- | લિના મહાભાષ્ય ઉ- |
| અને ખંભાત અલા- | ગુરુ વિદ્યાતીર્થનું મૃત્યુ | પર ભાષ્યપ્રદીપનો |
| ઉદ્દિનના મોઘલ સુ | ૧૩૩૪ હરિભદ્રસૂરીની | કર્તા. |
| બાઓએ સર કર્યાં. | જમ્બુદ્વીપસંગ્રહિણીઉ- | ૧૨૧૦ ગુજરાતના |
| ૧૩૦૮ અલાઉદ્દિને | પર પ્રભાનન્દસૂરિની | રાજા સારંગદેવ (ક- |
| ઝાલાવાડ જીત્યું | ક્ષેત્રસંગ્રહિણી વૃત્તિ. | ર્ણઘેલાનો બાપ) ના |
| ૧૩૧૫ ગુજરાતમાં બંડ | ૧૩૩૫ આઠમા મધ્વ- | મન્ત્રી વિક્રમનો પુત્ર |
| ૧૩૨૦ કાઠીઆવાડમાં | ગુરુનું મૃત્યુ. | તેજ સિંહ તે દેવના- |
| લાખા ફુલાણીનો | ૧૩૪૩ નવમા મધ્વ | લંકૃતિનો કર્તા. |
| વિજય. | ગુરુનું મૃત્યુ | ૧૩૧૦ અલંકારનો |
| ૧૩૩૯ મહમદ તઘ | ૧૩૪૮ જૈન કર્તા મે- | ગ્રંથ–પ્રતાપરુદ્રીય તે |
| લખ દીલ્હીને સટે | રુતુંગ. (૧૩૦૦ ના | નો કર્તા વિદ્યાનાથ |
| દૌલતાબાદને (દેવ- | મેરુતુંગથી ભિન્ન). | ઓરંગલમાં થયો. |

ગિરિને ) રાજનગર કરે છે.
૧૩૪૫ ગુજરાતમાં બંડ
૧૩૪૬ „
૧૩૪૭ ગુજરાતમાં બ્હામણી બાદશાહીનો આરંભ.
૧૩૪૯ મહમદ તઘલખે જુનાગઢ લીધું.
૧૩૫૦ મહમદ તઘલખ ગોંડળમાં.
(પછી ગુજરાતમાં સુબાઓનો કાળ)
૧૪૭૬ ગુજરાતના સુબાનું બંડ.
૧૩૯૧ ગુજરાતમાં બંડ
૧૩૯૪ સુબો ઝાફરખાન ઇડર જીતે છે.
૧૩૯૬ એજ સુબો સોમનાથ દેવાલયનો નાશ કરે છે અને પોતે સ્વતંત્ર થાય છે.
૧૩૯૯ તૈમુર.
૧૪૦૫ તૈમુરના મરણના સમાચાર ગુજરાતમાં આવે છે.
૧૪૦૭ ગુજરાત અને માળવા વચ્ચે વિગ્રહ

૧૪૫૩ તપાગચ્છના કુલમંડનનો જન્મ.
૧૪૬૮ સોમતિલકસૂરિ (શીલતરંગિણીના કર્તા) નું મૃત્યુ.
૧૪૭૩ વિમલચન્દ્ર સૂરિની પ્રશ્નોત્તર–માલા ઉપર દેવેન્દ્રની ટીકા.
૧૪૭૬ને } દશમાને
૧૪૮૪ } અગીઆરમા મહેન્દ્રગુરુનું મૃત્યુ
૧૪૯૬ અભયદેવ સૂરિનું તિજયપહુત્ત સ્તોત્ર.

૧૩૩૬ જયવલ્લભ કૃત પ્રાકૃત વજ્જાલય નામના ગ્રન્થ ઉપર છાયાકાર રત્નદેવ.
૧૩૪૩ રુદ્રપલ્લીય ગચ્છના જિનપ્રભની ષડ્દર્શની
૧૩૪૯ રાજશેખર સૂરિનો ( દિલ્હીમા પ્રબન્ધકોશ. અને અન્યત્ર શ્રીધરની ન્યાયકન્દલી ઉપર "પંજિકા" રચ્યાં.
૧૩૫૦ સાયણાચાર્ય અને માધવાચાર્ય (વિજયનગરમન્ત્રીઓ)
૧૩૬૬ સંઘતિલકાચાર્યનું કુમારપાળચરિત્ર.
૧૩૭૨ રત્નશેખરસૂરિનું શ્રીપાલચરિત.

(મુસલ્માનો બે પાસ).
૧૪૧૩ ,,
૧૪૧૭ પ્હેલા અહમદશાહે ૧૪૦૦ માં બંધાવવા માંડેલું અમદાવાદનું કીલ્લાકામ સંપૂર્ણ થયું.
૧૪૨૦ અહમદશાહે ગુજરાતમાં શાંતિ પ્રવર્તાવી.

ઉપસંહાર—અણહિલવાડ પાટણ પડયા પછી સવાસો વર્ષ પછી ગુજરાતના સાહિત્યનાં મૂળ નરસિંહમ્હેતા વગેરેએ રોપવા માંડયાં તે પ્હેલાના આ સવાસો વર્ષનો આ **મુસલમાન યુગ**—તેમાં

(ક) ગુજરાતની બ્હાર કૈય્યટનું ભાષ્યપ્રદીપ (૧૩૦૦), વિદ્યાનાથનું પ્રતાપરુદ્રીય (૧૩૧૦), અને સાયણાચાર્ય અને માધવાચાર્ય (૧૩૫૦) ના સંસ્કૃત સમર્થ ગ્રન્થો રચાય છે ત્યારે સિંહના એક ગ્રન્થ (૧૩૧૦) વિનાના સર્વ ગ્રન્થો ગુજરાતીમાં માત્ર જૈન સાધુઓના રચેલા છે. એ ગ્રન્થો પણ મ્હોટા ભાગે ધર્મસાહિત્યના અને સંસ્કૃત સાથે **પ્રાકૃતમાં** પણ છે. એ સાધુઓએ તેમના "ગચ્છો"—નો આશ્રય પામી આટલો સાહિત્યવૃક્ષ ઉગવા દીધો છે. ત્યારે બ્રાહ્મણાદિક અન્ય વર્ગનું સાહિત્ય જે રજપૂત રાજાઓના કાળમાં સ્ફુરતું હતું તે કેવળ અસ્ત થયું અને એ સાહિત્ય કેવળ અસ્ત થયા પછીના કાળમાં ગુજરાતી સાહિત્યનું મૂળ પ્રથમ રોપાયું.

(ખ) દીલ્હીના બાદશાહો, ગુજરાતના સુબાઓ, અને અન્ય ન્હાના મ્હોટા સરદારોના વિગ્રહ આ યુગના આરંભથી તે ૧૪૫૦ સુધી ચાલ્યા અને તેનો ક્ષોભ ઝાલાવાડ, જુનાગઢ, ગોંડળ વગેરે

કાઠીયાવાડના ભાગોમાં અને બાકીના ગુજરાતમાં ચાલી રહેલો હતો, તેવામાં જૈન ગચ્છોના ચાર પાંચ સાધુઓ ઉક્ત સાહિત્યના એકલા આધારરૂપ હતા. તે પછીનાં પચીશેક વર્ષમાં એટલે ૧૩૭૬ સુધીમાં રાજકીય શાંતિ જેવું પ્રમાણમાં હતું તેમાં પણ બીજા પાંચેક જૈન સાધુઓ જ એવા આધારભૂત હતા. અને તે પછી લગભગ પચાસ વર્ષ સુધીમાં તો જૈન સાહિત્ય પણ લગભગ શાંત થઇ રહી ગયું. અનેક બંડ, ઇડર અને સોમનાથ ઉપર મુસલમાન સરદારોની ચ્હડાઇઓ, તૈમુરલેને આખા હિંદુસ્થાનમાં વર્તાવેલો ભય-કમ્પ, અને અંતે ગુજરાત અને માળવાના સુલ્તાનો વચ્ચેના વિગ્રહ—એ બનાવો ગુજરાતમાં આ પચાસ વર્ષોમાં ક્ષોભનો વમળ વિસ્તારે છે અને સાહિત્યને કેવળ અસ્ત કરી દે છે.

(ગ) પણ પ્રશ્ન એવો ઉઠે છે કે જૈન સાધુઓ જેટલી સાહિત્યધારા ટકાવી શકયા તેનો કાંઇ અંશ પણ અન્ય વિદ્વાનોમાં કેમ ન દેખાયો? તેઓ ક્યાં ભરાઇ પેઠા હતા? આના ઉત્તરમાં દન્તકથાઓમાંથી એવો ઉત્તર નીકળે છે કે તેઓ ઘરબાર છોડી અન્ય ઘરબાર શોધવાના વમળમાં પડયા હતા. વાણીયા બ્રાહ્મણોના ઉદ્યોગ અણહીલવાડ પાટણમાં અશક્ય થતાં તેઓ પોતાના સર્વસ્વ લેઇ અન્ય સ્થાનો શોધવા લાગ્યા. આજના કાળમાં ગુજરાત કાઠીઆવાડમાં અનેક સ્થાનોમાં વાણીયા બ્રાહ્મણની અનેક જાતિઓ જોવામાં આવે છે, તેમાંની કેટલીક અણહીલવાડ પાટણની આસપાસ આવેલાં એક વેળાનાં નગરોમાંથી આવી છે. કારીશ્વર અથવા કોટયર્કને ઇષ્ટદેવ ગણનારા ખડાયતા બ્રાહ્મણ વાણીયાનું મૂળસ્થાન ખડાલ કે ખડાન જે હો તે; હાટકેશ્વરને ઇષ્ટદેવ ગણનારા નાગર બ્રાહ્મણો અને નાગર વાણીઆઓનાં મૂળસ્થાન વડનગર અને વીસનગર; ઝારોળા વાણીઆ-

ઓનાં ઝારોળ ગામ અને હીમજા માતા, દીશાવળ વાણીઆઓનાં દીસા અને સિદ્ધેશ્વરી; શ્રીમાળી બ્રાહ્મણ વાણીયાઓનાં સ્થાન શ્રીમાળ અને ભિન્નમાળ અને ઇષ્ટદેવી મહાલક્ષ્મી; અને મોઢ બ્રાહ્મણ વાણીઆનું મોઢેરા; આ સર્વ જ્ઞાતિઓનાં આ મૂળસ્થાનો અને ઇષ્ટદેવોનાં દેવાલયો અણહીલવાડ પાટણની આસપાસના પ્રદેશમાં આવેલાં છે અને રજપુત રાજાઓને આશ્રયે ઉદય પામેલાં ઉદ્યોગ અને વિદ્યાઓમાં વળગેલી આ જ્ઞાતિઓ આશ્રયભંગ થયે અન્ય આશ્રય શોધવા નીકળી પડેલી દેખાય છે. અહમદાવાદ એ શતકમાં બંધાયું નહોતું. ચાંપાનેર, સુરત, મથુરાં, કાશી વગેરે સ્થાનો સુધી આ ન્હાસતી ભાગતી જ્ઞાતિઓ પ્રસરી ગઇ, પણ ગુજરાત કાઠીઆવાડમાં આખરે ઠરેલી જણાય છે. આ યુગ એમને માટે ભ્રમણયુગ હતો અને એવા યુગમાં ગચ્છોના આશ્રયમાં રહેલા જૈન સાધુઓ જેટલું સાહિત્ય ટકાવી શક્યા તેનો અંશ પણ આ સંસારીઓ કેમ ન જાળવી શક્યા એ એમના આટલા ઇતિહાસથી સ્પષ્ટ થાય છે. જૈન ગ્રંથકારોની ભાષા તેમના અસંગ જીવનને બળે શુદ્ધ અને સરળ રૂપે તેમના સાહિત્યમાં સ્ફુરે છે ત્યારે આખા દેશના પ્રાચીન ભીલ આદિ અનાર્ય જાતિઓ અને રાજકર્તા મુસલમાન વર્ગ એ ઉભયના સંસર્ગથી બ્રાહ્મણ વાણીઆઓની નવી ભાષા કેવી રીતે જુદું ધાવણ ધાવી બંધાઈ તે પણ તેમના આ ભ્રમણના ઇતિહાસથી જ સમજાશે. એ સાધુઓની અને આ સંસારીઓની ઉભયની ગુજરાતી ભાષા આમ જુદે જુદે રૂપે બંધાવા પામી તેની સાથે ઉક્ત યુગને અંતે ઉક્ત કારણોથી સંસ્કૃત વિદ્યા અને સાહિત્ય લોપ પામી ગયાં, અને જે કોઇ નવું સાહિત્ય ઉગવા સરજેલું હોય તો તેની ભાષા લોકની આ નવી ગુજરાતી જ હોવી જોઇએ એવું અનુમાન આટલા ઇતિહાસમાંથી

ફૂલિત થાય છે. ઈ. સ. ના દશમા શતકમાં હીંદી ભાષા ઉત્તર હીંદુસ્તાનમાં જન્મી તે કાળે ગર્ભરૂપે સ્ફુરવા પામેલી ગુજરાતી ભાષાના અસ્થિપઞ્જરમાં ચારસેં પાંચસેં વર્ષોની ગર્ભસ્થિતિએ પરિપાકદશા આણી, સંસ્કૃત સાહિત્યનો લોપ થતાં ગુજરાની ભાષામાં સાહિત્યજીવન સ્ફુરવા લાગ્યું હોય એમ સમજાય છે. કારણ, આપણા આદિ કવિઓની ભાષા તેવા પરિપાકને પામેલી સ્થિતિમા પ્રકટ થાય છે.

( ઘ ) આ જ યુગમાં ગુજરાત બ્હાર અને શંકરાચાર્યના દેશમાં જ તેમના અદ્વૈતમાર્ગના વિજયઅંશોને પાછા હઠાવે એવો મધ્વમાર્ગ પ્રવર્તે છે અને દશ મધ્વ એક પછી એક આ પ્રવર્તનના આધાર બને છે. મધ્વાચાર્ય અને રામાનુજ ઉભય ધર્મગુરુઓ દક્ષિણના બારમા શતકમાં ઉદય પામ્યા હતા, પણ તેમના પન્થ ગુજરાત સુધી હજી સુધી આવ્યા નહતા. એમના પૂર્ણોદયનો કાલ કાંઇક આ યુગમાં જ હતો અને તેમના આયુઓ ગુજરાતમાં અને ઉત્તર હિંદુસ્થાનમાં કંઇક આ યુગને અંતે આવવા લાગ્યા હશે એમ હવેના યુગના ઇતિહાસથી સમજાય છે. ગુજરાતની ઉક્ત પ્રકારની ભૂમિમાં અને ઉક્ત પ્રકારના ઋતુમા બ્હારથી ઉક્ત પ્રકારનો પવન વાવા લાગ્યો તેવામાં આપણા આદિકાળના કવિઓની શક્તિથી આપણા સાહિત્યવૃક્ષનાં બીજ રોપાયાં.

( ૨ ) આદિ ગુર્જર સાહિત્ય. ૧૮૦૦–૧૫૦૦ સુમારે.

આ બીજ આખા ગુજરાતમા રોપાયાં નહી, પણ જુનાગઢ, દ્વારકા, પાટણ અને સિદ્ધપુરમાં પ્રથમ પ્રકટ થયાં. આ બીજયુગ લગભગ પંદરમા શતકના અંત સુધીનો છે.

આ યુગમાં રાજકીય ઇતિહાસઃ—

(અ) અમદાવાદના સુલતાનોની ચ્હડાઇઓ—માળવા—ડુંગરપુર વગેરે પર (૧૪૨૨), ઇડરના રાજા પુંજાનું યુદ્ધમાં મરણ (૧૪૨૮), ઝાલાવાડના રાજાની હાર (૧૪૩૦), સુરત પાસેનું બગલાન (૧૪૩૨) તથા ચાંપાનેર પર ચ્હડાઇ (૧૪૪૮), માળવાવાળા મહમદની કપડવણજ આગળ હાર (૧૪૫૧).

(આ) અમદાવાદમાં જુમામસ્જીદ બંધાઇ રહી (૧૪૨૪), હાતમતી ઉપર અહમદનગરનો પાયો (૧૪૨૭), અહમદશાહનું મરણ (૧૪૪૨) અને મહમદ કરીમશાહને ગાદી.

(ઇ) માળવા અને ગુજરાતની સંયુક્ત સેનાઓ ઉપર મેવાડના રાણા કુંભાનો વિજય (૧૪૨૩), કુંભાની ગુજરાતપર ચ્હડાઇ (૧૪૫૮), મહમદ બેગડો—ચાંપાનેર પર (૧૪૮૩ થી ૧૪૮૫), શીરોહી રાજા ગુજરાત પર (૧૪૮૭), કુંભાનો પુત્ર ગાદી પર (૧૪૮૯), ઇડર પર બેગડો (૧૪૯૬).

(ઉ) ગીરનાર ઉપર પાંચમા રા. મંડળિકનો લેખ (૧૪૫૯), રા મંડળિક હાર્યો ને વટલાયો (૧૪૭૧).

(એ) લાહોરમાં શિખ ગુરુ નાનકનો જન્મ (૧૪૬૯) અને મરણ (૧૫૩૮), વલ્લભાચાર્યનો જન્મ (૧૪૭૪), બંગાળાના નદીયામાં વૈષ્ણવ ગુરુ ચૈતન્ય (૧૪૮૫ જન્મ), કબીરજીનો ઉદય (૧૪૯૦).

(ઓ) ગીતગોવિન્દના કર્તા જયદેવ ( ૧૨ મુ શતક ) બંગાળામાં; રામાનંદ આગ્રામાં; કબીર બનારસમાં; વિદ્યાપતિ બહારમાં (મોગલના સમયમાં ); મીરાંબાઇની ગીતગોવિંદપરની ટીકા; વલ્લભાચાર્ય બનારસમાં; આગ્રામાં સુરદાસ, અને તુલસીદાસ અકબરના રાજ્યમાં, તેઓએ આધ્યાત્મિક રહસ્ય વિષે લખ્યું; તેમાં તુલસીદાસે

રામસીના વિષે (રામાયણ) લખ્યું અને સુરદાસે રાધાકૃષ્ણ સંબંધે લખ્યું. તુલસીદાસે ઉત્તર હિંદુસ્તાનમાં રામની ભક્તિનો ઉપદેશ કર્યો, તેવો ઉપદેશ અમદાવાદમાં દાદુએ અને તેના શિષ્યોએ રજપુતાણામાં કર્યો. બંને જહાંગીરના વખતમાં થયાં.

(ઓ) નરસિંહમ્હેતો (૧૪૧૫-૮૧); મીરાં (૧૪૦૩-૧૪૭૦); પાટણનો ભાલણ (૧૪૩૯-૧૫૩૯) મોઢ બ્રાહ્મણ; સિદ્ધપુરનો ભીમ (૧૪૮૪ માં હયાત), જાતે ઉદીચ્ય.

આ શતકના પૂર્વાર્ધમાં નરસિંહ અને મીરાં અને ઉત્તરાર્ધમાં ભાલણ અને ભીમ થઇ ગયા.

પૂર્વાર્ધ=અમદાવાદમાં પ્રથમ સુલતાનીનો પાયો નંખાયો અને આખા ગુજરાતમાં તેમના તરફનો ક્ષોભ વ્યાપી રહ્યો હતો તે વખતે માત્ર બે સ્થાને શાંતિ અને ઉદય હતાં: નરસિંહના જુનાગઢમાં અને મીરાંબાઇના દ્વારકામાં—જેની ઉજ્જડ સ્થિતિએ કોઈ રાજાને કે સુલ્તાનને આઠમા સૈકા પછી આકર્ષ્યા નથી. કુમ્ભો ગુજરાત ઉપર ચ્હડાઇઓ કરતો હતો પરંતુ તેના બીજા ખુણામાં પડેલી દ્વારવતી-માં એ જઇ શકે તેમ નહોતું તે દ્વારવતીએ મીરાંને શાંતિ અને આશ્રય આપ્યાં હતાં ત્યારે નરસિંહને સ્વદેશે આશ્રય આપ્યો હતો. ગૃહકુટુંબ અને જ્ઞાતિ સાથે ઉભય ભક્તોએ સંબંધ છોડયો હતો અને શ્રીકૃષ્ણ સાથે નવો સંબંધ બાંધ્યો હતો. ઉભયની કવિતામાં અ-કૃત્રિમ શૈલી અને હૃદયપ્રસાદ છે. કેઇ શક્તિએ દીવાશળી બની એ-ઓનાં હૃદયમાં નવી જ્વાલાઓને પ્રકટી અને દીધા તેવથી એ જ્વાલા-ઓ તેમના મરણ સુધી હોલાઈ નહી અને તેમના ઉત્તરાધિકારી-ઓને પ્રકાશ કરતી ગઇ એટલા પ્રકરણનો શોધમાં ચમત્કૃતિ હોતી.

જોઇએ. ગુજરાતના આ આદિ કવિઓમા આ જ્વાલાઓ ગુજરાત બ્હારના કોઇ પ્રસિદ્ધ નવા ધર્મપ્રવર્તકોમાથી નથી આવી, કારણ તે સર્વ આ કવિયુગના આયુષ્ય પછી જન્મ્યા અથવા ઉદય પામ્યા છે અને સર્વ પ્રવર્તકોના ઉપદેશનાં બીજ નરસિંહ અને મીરાંના કાવ્યોમાં છે, અને આ બેની કીર્તિ ગુજરાત બ્હાર કાસ્મીર અને સમુદ્ર સુધી પ્રસરી હતી એ બે વાત ધ્યાનમા લેઇએ છીએ ત્યારે ગુજરાતના આ બે રત્નની અમરપ્રભાઓથી આ સર્વ પ્રવર્તકોને ઉપદેશબીજ મળ્યા છે એવુ ભાન થવાનો પ્રસગ છે કોઇ નવો યુગ બેઠો હોય તેમ આખા હિંદુસ્થાનના સર્વ ભાગમા આ ( ઉપર ' ઐ " મા બતાવેલા ) પ્રવર્તકો નવા દીવા પેઠે પ્રકટ્યા હતા અને ( જયદેવ અને મીન શિવાયના સર્વ ) દીવાઓના મૂળ દીવા—નરસિંહ અને મીરા ગુજરાતમા તેમનાથી આગળ પ્રકર્ટ્યા હતા.

આ મૂળ દીવાઓમા કાંઇ પણ અન્ય જ્યોતિના પ્રભાવથી જ્વાલાઓ પ્રકટી હોવી જોઇએ તે વિષયે તેમની દન્તકથાઓ ઉપરાત કાંઈ પુરાવો શોધીએ તો તેમાથી પણ ફળ જડે તેમ છે.

(૧) મીરાંબાઇ. ( જુઓ ) " ઐ "

(૨) શ્રીમદ્‌ભાગવતની અસર—આ શતકના ઉત્તરાર્ધના ભીમ ઉપર —બૃ કા ભાગ ૪ પૃ ૪૭ ભાગવત માહાત્મ્ય પૃ ૪૯-૫૨ ભાગવતના અધ્યાયોનો સાર અને પૃ ૧૫૨ મા ફલશ્રુતિનો શ્લોકઃ—

" પંડિત બોપદેવ દ્વિજ એક, કીધી હરિલીલા વિવેક,
તેને આધારે કહીએ કથા, સરોવર ભજ્યો કુંવો યથા "

શ્રીમદ્‌ભાગવત બોપદેવનુ કરેલુ છે એમ આજ કેટલાક માને છે અને કેટલાક નથી માનતા પરંતુ બોપદેવે વર્તમાન ભાગવતરૂપે

અથવા અન્ય ભાગવતરૂપે કંઇ પણ ગ્રન્થ તો કરેલો જ હતો અને એ ગ્રન્થનો આત્મા આ કાળે ગુજરાતમાં સ્ફુરતો હતો એટલું આથી સિદ્ધ થાય છે. બોપદેવના દેશના રાજાએ ગુજરાત ઉપર સવિજય પ્રયાણ ઇ. સ. ૧૨૬૦ માં કર્યું હતું એ આપણે જોયું છે અને તેણે રચેલી "હરિલીલા" ને આધારે આપણા ભીમ કવિએ પણ ઉક્ત પ્રકારે હરિલીલા રચી છે ને તેમાં ભાગવતના અંશ આવે છે. એ રાજાના કાળથી તે ભીમના કાળસુધી જે બોપદેવની ભાગવતકથા ગુજરાતમાં કીર્તિમતી હતી તે જુનાગઢના રજપુત રાજ્યમાં અપ્રસિદ્ધ નહી હોય અને એ કથાનાં બીજ અને રહસ્ય આપણા નરસિંહ મ્હેતાના હૃદયની જ્વાળારૂપ થયાં હતાં એમ એના ગ્રન્થોમાં સ્પષ્ટ સ્ફુરે છે.

મીરાંને ગમેલું ગીતગોવિંદ અને નરસિંહને ગમેલી રાસલીલાવાળું ભાગવત એ ઉભય ગ્રન્થોનું પૃથક્કરણ કરીયે તો દેવકથા અને ઈશ્વરરહસ્ય એવા અંશ એમાંથી નીકળે છે અને તે ઉપરાંત ભાગવતમાંથી અધ્યાત્મજ્ઞાન, યોગ વગેરે પણ નીકળે છે, અને એ સર્વ અંશોનું શિખરસ્થાન પરાભક્તિમાં આવે છે.

આ યુગના ચારે કવિજન સંસ્કૃતનાં સંસર્ગી હતાં. તીર્થસ્થાન સિદ્ધપુરમાં આ શતકના પાછલા ભાગમાં રાજ્યકીય શાંતિ રહેલી જણાય છે, અને અણહિલવાડ પાટણમાંથી ઉગેલા અંકુર જેવા પાટણ નગરમાં જૈનસાધુઓ પ્રથમની પેઠે પાછા સંસ્કૃત પ્રાકૃત સાહિત્યને રચવામાં લાગ્યા હતા અને રાજકીય સ્થાન મટી એ પણ તે કાળે તીર્થ નહી તો તીર્થ જેવું જ આ સાધુઓએ કરેલું જણાય છે. અન્ય વર્ણોનો શ્રમણયુગ સમાપ્ત થતાં ભીમ અને ભાલણને આ સ્થાનોમાં સંસ્કૃત અભ્યાસનો યોગ થયો અને ઘણા કાળથી મુગ્ધ

દેવાયલા સંસ્કૃત સાહિત્યને સ્થાને ગુજરાતી સાહિત્ય તેઓ રચવા લાગ્યા. એ સાહિત્યમાં દેવકથાથી ઉપક્રમ થયો અને બાલણે કાદમ્બરી જેવી આનુપી કથાનું સંસ્કૃતમાંથી ભાષાંતર કર્યું. પણ તેમણે તો જ્યારે બીજાની ભાષા બોલીને કહીયે તો સરોવર કાંઠેના કુવાનું પાણી પાયું છે, ત્યારે નરસિંહે અને મીરાંએ પોતાનાં હૃદય-પાતાલના ઝરાઓમાંનું પાણી પાયું છે–દેવકથા ઉપરાંત દેવરહસ્યના ચમકારા ઉભય હૃદયમાં થઇ રહ્યા છે. મીરાંબાઇ એમ જાણતાં હતાં કે વ્રજમાં તો એક જ પુરુષ છે અને સ્થૂલ શરીરના સર્વ પુરુષો તો ભક્ત દૃષ્ટિએ સ્ત્રીઓ જ છે. આવું જ દેવરહસ્યજ્ઞાન અને તે ઉપરાંત અધ્યાત્મજ્ઞાન એ ઉભયના સંયોગ-વિયોગ નરસિંહની કવિતામાં સ્ફુરે છે. આથી તેનાં જ્ઞાન-ભક્તિનાં પદ સમજી તેમાંથી મળેલા પ્રકાશની ભાવનાથી તેની દેવકથા વાંચનારને જ એ કવિની અન્ય કવિતાઓનું માહાત્મ્ય સમજાશે.

રાસલીલાને અંતે શ્રીમદ્ભાગવતકાર પૂર્વપક્ષ કરી પૂછે છે કે "ગોપીઓ કૃષ્ણ સાથે રાસ રમવા આખી રાત ગઈ હતી છતાં તેમના સ્વામીઓએ તેમની અસૂયા કેમ ન કરી ?" તેના ઉત્તરમાં એ સમાધાન કરે છે કે "એ સ્વામીઓએ તો પોતાની સ્ત્રીઓને પોતાની પાસે જ દીઠી છે એટલે ગઈ દીઠી નથી તો અસૂયા શાની થાય ?" અર્થાત્ ગોપીઓનાં સ્થૂલ શરીર તેમના સ્વામીઓ પાસે જ રહેલાં હતાં અને તેમને વ્યભિચારદોષ થયો ન હતો. માત્ર તેમનાં સૂક્ષ્મ શરીર શ્રીકૃષ્ણ સાથે રાસલીલા રમવા ગયાં હતાં, અને એ કૃષ્ણ તો ગોપીઓનાં તેમ તેમના સ્વામીઓનાં સર્વનાં હૃદયમાં અધ્યક્ષ હતા, અને તેમની સાથે સમાગમ પામેલાં ગોપીઓનાં સૂક્ષ્મ શરીરને એ રાસલીલાનો સમય તે "બ્રહ્મરાત્રિ" નો સમય હતો.

અન્ય ભૂતોની નિશાને ટાળે આ ગોપીઓનો આ જાગરણકાળ તે તે તેમની બ્રહ્મરાત્રિ. વલ્લભપંથમાં પુરુષો પ્રતિજ્ઞા લે છે કે "હું વ્રજની ગોપી છું" તે આવી રીતની બ્રહ્મરાત્રિના આવા ભક્તિરસના રાસને ઉદ્દેશીને કહેવાય છે, અને નરસિંહનો "સુરતસંગ્રામ" પણ એ જ બ્રહ્મરાત્રિની સૂક્ષ્મ શરીરભાવનાઓને ઉદ્દેશે છે.

નરસિંહનાં અધ્યાત્મપદની સંગતિ કરીયે છીયે ત્યારે તેના આવા આશય સ્પષ્ટ થાય છે. "નિર્ગુણનાથને નીરખી નવ શકો, સગુણ સુરતી ત્હારે કેમ જાણે ?" એ પંક્તિમાં કવિ સ્પષ્ટ કહે છે કે નિર્ગુણનાથનું અધ્યાત્મજ્ઞાન થયા પછી તેના સ્વરૂપપ્રત્યયના દૃઢીકરણ માટે "સગુણ સુરતી" અર્થાત્ ભક્તિયોગ છે, અને એ નિર્ગુણની ઉપેક્ષા કરી કેવળ સગુણને સાધનાર તો, કવિના મત પ્રમાણે "ચૈતન્યનિન્દા કરે, જડનું વન્દન કરે, અચેત ભુલ્યો તે ભિન્નભાવ આણે" એ નાથ ક્યાં છે ? એ પ્રશ્નના ઉત્તરમાં કવિ કહે છે કે "નેત્રમાં નાથ છે." અને તે ઉત્તરમાં છાન્દોગ્ય ઉપનિષદ્‌ના "य एषोऽक्षिणि पुरुषो दृश्यते" એ વાક્યનો આશય છે. એ દર્શનથી એક "અકર અનુપમ મૂર્તિ" ભાસશે, વિશ્વ તે રાસના સંગીતથી ઉભરાયલું ભાસશે અને "ભાસશે બ્રહ્મ સજીવનવેલી"–બ્રહ્મરૂપ સજીવનની વેલી આ રાસમાં પ્રત્યક્ષ થશે. વળી યોગદૃષ્ટિ પામી કહે છે કે, "નીરખીને ગગનમાં કોણ ઘુમી રહ્યો, તે જ હું શબ્દ બોલશે" ત્યારે "તે જ હું" ના સંસ્કૃત "सोऽहम्" સંભારી એક બીજા કવિનું વાક્ય સ્મરણમાં આવે છે કે "સોઽહં જાપ જપંતાં પાપ બ્રહ્મને પામ્યાં યોગી." એ બ્રહ્મ—એ હરિ–પાસે છે, પોતનામાં છે, પણ તેની અને મનુષ્યની સ્થૂલ દૃષ્ટિની વચ્ચે "ઓંકાર આડો પડેલો છે"

એવું કવિ ગણે છે. આ "ૐકાર" કીયો ? માણ્ડૂક્યોપનિષદમાં વર્ણવેલા ચતુષ્પાદ બ્રહ્મના ત્રણ પાદ–જાગરિત, સ્વપ્ન, અને સુષુપ્તિ–રૂપ ૐકારના ત્રણ પાદ દૂર કરો, તો ચતુર્થપાદમાં નિર્ગુણ હરિ પ્રત્યક્ષ થાય છે. એ માત્રારહિત ચતુર્થ બ્રહ્મપાદ આ માત્રાવાળા ત્રિપાદ ૐકારમાં વર્તે છે તે ૐકારને ભેદી ચતુર્થપાદ જોવો, જાગરિત સ્વપ્ન સુષુપ્તિરૂપ ૐકાર–પાદ આડા પડેલા છે તે દૂર કરી, તેમાં રહેલું નિર્ગુણ આત્મતત્ત્વ અનુભવવું, એ જ અભિપ્રાય વાળી ગોપી પાસે નરસિંહ કહેવડાવે છે:—

"પ્રભુજી છે પાસે રે, હરિ નથી વેગળારે, આડો તે પડ્યો છે ૐકાર,
"દિનકર ઢંક્યો રે જેમ કાંઇ વાદળે રે, થયું અજવાળું મટ્યો અંધકાર,
"વાદળું તે મટ્યું રે, લાગ્યું જેમ દીસવા રે, ભાનુ કોઇ દેખાયો તે વર,
"સાંકડીયાની લાજરે, બાઇ મ્હેંનો નાણીયો રે, મેલી કુલતણી કંઈ લાજ,
"જાદવાને માથેરે છેડો લેઇ નાંખીયોરે, ત્યારે પ્રભુ–વર પામી છું આજ."

મીરાંબાઇએ વ્રજમાં જે એક જ પુરુષ સર્વના પતિરૂપ દીઠેલો તે જ આ ગોપી જુવે છે, એ પતિની અને ગોપીની દૃષ્ટિ વચ્ચે પ્રથમ માયાનો ૐકાર વાદળા પેઠે પડ્યો હતો, તે દૂર થતાં ભાનુ પ્રકાશે છે અને ગોપી પ્રભુવરને પામે છે. નિર્ગુણ અમાત્ર આત્મતત્ત્વ વિના ગોપીનો આ બીજો વર નથી. ભક્ત માત્ર એ તત્ત્વની ઉપાસક ગોપી છે. એ ઉપાસક ગોપીરૂપ બુદ્ધિઓ અનેક છે પણ તે સર્વમાં અનેક પ્રતિબિંબોરૂપે વસેલું આત્મતત્ત્વનું વસ્તુરૂપ બિમ્બ તે સર્વ બુદ્ધિઓમાં વિલસે છે ત્યારે ભક્તિરસના રાસ મચે છે. કવિ તેને "અનંત ઓચ્છવ" નું નામ આપી તેનું ફળ ઉપાસકને પ્રત્યક્ષ થતું વર્ણવતાં કહે છે કે—

" જળહળ જ્યોત ઉદ્યોત રવિકોટમાં, હેમનો કોર જ્યાં નીસરે તોલે.
" સચ્ચિદાનંદ આનંદ ક્રીડા કરે, સોનાનાં પારણાં માંહી ઝુલે."

જ્યાં આ સોનાના પારણામાં ઝુલતા સચ્ચિદાનંદને કવિ કહે છે ત્યાં ઇશાવાસ્યો-પનિષદ્ સોનાના પાત્રમાં સત્ય તત્ત્વને ગુપ્ત રહેલું ગણી કહે છે કે,

हिरण्मयेन पात्रेण सत्यस्यापहितं मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥

અધ્યાત્મદૃષ્ટિ સોનાના પાત્રમાં સચ્ચિદાનંદને જુવે છે તો ભક્તકવિ તેને સોનાના પારણામાં જુવે છે અને ઝુલાવે છે.

સાંપ્રત ગુજરાતી સાહિત્યવૃક્ષનાં થડ અને મૂળ પંદરમા શતકમાં આ પ્રમાણે બંધાયાં ને રજપુત રાજાઓના કાળમાં સંસ્કૃત-સાહિત્યભૂમિ ગુજરાતમાં ખેડાતી હતી તેમાં ઉગેલા વનસ્પતિઓના અંશમાંથી ગુજરાતી સાહિત્યનાં પ્રથમ મૂળમાં સત્ત્વ પ્રકટ્યું. ગુજરાતી જૈનસાહિત્ય પંદરમા શતકમાં નથી. બાકી બીજ બાલત્વમાં દેવકથા અને માનુષી કથાનાં સાહિત્યમૂળ પ્રકટ થયાં, પણ દેવરહસ્યને પ્રકટ કરનારી જ્વાલાઓ તો મીરાંમાં અને નરસિંહમાં પ્રકાશી. તેમાં દેવકથા, દેવરહસ્ય અને અધ્યાત્મવિષય એ ત્રણની રમણીય કુસુમગુંથણી નરસિંહમાં જેવી પ્રકટ થઇ છે તેવી પાછળના કવિઓમાં પણ નથી થઈ. હીન્દી ભાષાની ઉત્પત્તિ અને તામિલ સાહિત્યની ઉત્પત્તિ ગુજરાતી પ્હેલાં થઇ, પણ તામિલ ભાષાનું સાહિત્ય જાણ્યા પ્રમાણે નરસિંહ જેવું હજી નથી અને હીન્દી કવિઓ તો નરસિંહના અનુયાયી જેવા કાળક્રમમાં છે.

## પર્વ ૨. સોળમું ઇસવી શતક.

ફક્ત કવિઓ (૧) વસ્તો, (૨) વછરાજ, (૩) તુળસી.
વછરાજ—ન્યુસર—કબીરપંથ—.

| | |
|---|---|
| રસમંજરી.<br>શીચરિત. | માનુષી કથા.—સામળની પદ્ધતિનું મૂળ. |
| વસ્તોઃ બોરસદ.<br>તુળસીઃ જુનાગઢ, કુત્યાણા. | દેવકથા—પ્રેમાનંદની પદ્ધતિનું મૂળ. |

વસ્તાનું ને તુલસીનું મૂળ નરસિંહ, અને વાર્તાવિસ્તાર તેમનો પોતાનો. કબીરપંથી વછરાજે દેવકથા મુકી દીધી ને વાર્તાવિસ્તાર રાખ્યો.

## પર્વ ૩. સત્તરમું શતક.

અખો, અમદાવાદ. પ્રેમાનંદ, વડોદરા. સામળ, સીંહુજ.

ગોપાળદાસ, રત્નેશ્વર, શિવદાસ, દ્વારકાદાસ, નાકર, મુકુંદ, વલ્લભભટ, વીરજી, હરિદાસ વગેરે.

પ્રેમાનંદ—દેવકથા; અખો—અધ્યાત્મ; અને સામળ—માનુષી કથા.

પ્રેમાનંદની દેવકથા—વાર્તાવિસ્તાર સોળમા શતકનો, ષડ્રસમાં નરસિંહનાં બીજનો વિકાસ, સંસ્કૃત કવિયોના અલંકાર આલેખનના ધ્વનિ, દેવકથામાં માનુષહૃદયનાં રસસ્થાનની પ્રતિષ્ઠા—પ્રેમાનંદની જાતશક્તિનો વિકાસ.

સામળની માનુષી કથા—સોળમા શતકની માનુષી કથાનો વિસ્તાર, પરંતુ તેનું અનંતશાખિત્વ, વાક્ચાતુર્ય, અનુભવબુદ્ધિ, રૂઢિત્યાગ વગેરે-સામળની જાતશક્તિનો વિકાસ.

અખો—અધ્યાત્મબીજ નરસિંહનાં, પણ દેવરહસ્યની જ્વાલાઓ શૂન્ય; કબીર વગેરેની અસરથી ? વાક્યપ્રહારનાં બીજ નર—

સિંહમાંથી ( અખાનું ગુરુઅંગ અને નરસિંહનાં "અંધગુરુએ વળી નિરંધ ચેલા કર્યા," "કરણી તો કામની, હોડ કરે હંસની" વગેરે પણ વિસ્તાર અખાની જાતશક્તિમાંથી.

## પર્વ ૪. હુરાડમું શતક.

અખો, પ્રેમાનંદ, અને સામળની શક્તિનો અભાવ. થોડા પણ મહાન્ અંગારાને સટે સ્ફુલિંગો, તડતડીયા ને તનખા; સુંદર ન્હાનાં રમણીય કાવ્યો.

આ અને સત્તરમા શતકમાં ફેર શાથી ? આ વિષે મ્હારા નામનો લેખમાં મેં લખ્યું છે.

કવિયોઃ—(અ) દ્વારકો, ધનદાસ, નરભેરામ, પ્રીતમદાસ, બ્રહ્માનંદ, બાલુદાસ, વલ્લભભટ ( અમદાવાદી ), શિવાનંદ, બાપુસાહેબ, દીવાળી.

(આ) જૈનકવિ—ઉદયરત્ન.

અધ્યાત્મ, દેવકથા, માનુષી કથા, વગેરેમાં પાછલા યુગના તનખા; નવું કાંઈ નહી. જૈન કવિતાનો ગુજરાતીમાં પ્રથમ ઉદય—અન્ય કવિયોથી જુદો પડતો અને ઉક્ત પ્રકારની જૈન શૈલીના અને જૈન વિરક્તિના ગુણોથી ભરેલો, પણ તનખા જેવો.

## પર્વ ૫. ઓગણીસમું શતક. ૧૮૫૦ સુધી ( હુરાડમાના હુલરાધેથી. )

પ્રથમ ભાગ—ગીરધર અને રણછોડજી દીવાન—સવિસ્તર દેવકથા.

બીજો ભાગ—ધીરો, મનોહર, ભોજો—અધ્યાત્મ અને યોગ: પાછલા યુગોનો વિકાસ; યોગ, નવો.

ત્રીજો ભાગ—પરચુરણ સર્વ—મુક્તાનંદ, નિષ્કુળાનંદ, પ્રેમાનંદ સ્વામી, બાપુ, રણછોડ ભક્ત, હરિભટ, હિરિરામ, નીરાંત અને રાધાબાઇ—હરાડમાં શતક જેવા તનખા.

તનખા—તે વૃક્ષને શિખરે આવેલાં ન્હાના ન્હાનાં ખરી પડતાં ફુલો જેવા.

ચોથો ભાગ—જૈન કવિઓ બે ચારેક, હરાડમાં શતક પેઠે.

પાંચમો ભાગ—દયારામ: દેવરહસ્ય—નરસિંહ પછી દયારામમાર્ગ, અધ્યાત્મ-અલ્પ, દેવકથા-વિસ્તારવાળી તેમ તનખા જેવી—બે જાતની—પણ માનુષી વૃત્તિઓથી ઉભરાતી, પણ પ્રેમાનંદના જેવી માનુષી હૃદયના ઉચ્ચ અને સ્થાયી વિકારોની પ્રતિકાને સટે નિરંકુશ અને ઉછળતા ક્ષણિક વિકારોની પ્રતિભા-એ પોતાની શક્તિ. વૈરાગ્ય અને ભક્તિ શુદ્ધ—પણ મનુષ્યહૃદયની નિર્બળતાને સ્વીકારીને તેમાંથી ઉદ્ધાર માગવા હરિશરણ નરસિંહ અને મીરાના હૃદયમાં વિશુદ્ધિના બળથી પ્રભુ સાથે ઐક્ય

## ઉપસંહાર

પાંચ પેરાઇઓ નાખી ઉચો ઉગેલો ગુજરાતી પ્રાચીન સાહિત્ય-વૃક્ષ આમ સમાપ્ત થાય છે. તે પછીનું હાલની વિદ્યાનું-અર્વાચીન સાહિત્ય એજ વૃક્ષમાંથી બીજી વડવાઇઓ પેઠે નવી ભૂમિમાં મૂળ નાખી ઉગ્યું છે. એ નવી ભૂમિ સાથે એક પાસથી અને પ્રાચીન વૃક્ષ સાથે બીજી પાસથી જોડાયલા વડવાઇઓ રૂપ વિસ્તાર પામતા આપણા અર્વાચીન સાહિત્યવૃક્ષની સ્થિતિ સુપ્રસિદ્ધ છે અને તેને માટે આજ અવકાશ નથી. પણ જે વૃક્ષ સાથે એ નવીન વૃક્ષ જોડાયલો છે તે વૃક્ષની સુસ્થિતિ ઉપર નવા વૃક્ષની સુસ્થિતિનો પણ આધાર

છે. માટે પાંચસો વર્ષથી પાંચ પેરાઇઓ નાંખી ઉગી નીકળેલા આપણા પ્રાચીન સાહિત્યના રસથી આપણે ભોભીયા થઇશું તો જ તેના રસાયનનો ઉત્તમ લાભ પામીશું.

એ પ્રાચીન વૃક્ષની ભૂમિ રજપુત રાજાઓના કાળમાં કેવા કેવા સમર્થ સંસ્કૃત ગ્રંથોથી બંધાઇ હતી, અને એ ભૂમિમાંથી આપણા આદિ કવિઓએ કેવી રીતે બીજ અને પોષણ લીધાં છે, તે નરસિંહના દૃષ્ટાંતથી આપણે જોયું. એ તથા આદિ કવિઓના સાહિત્યમાં સ્હડેલાં તત્ત્વ, કથાભાગ, રસભાગ, રહસ્યભાગ અને જ્ઞાનભાગ— થડમાંથી સ્હડતા રસ પત્ર પુષ્પાદિકમાં સ્હડે તેમ આપણા પ્રાચીન સાહિત્યની ઉંચી પેરાઇઓ અને તેમના અંશોમાં સ્હડયા છે તે આપણે જોયું. આપણી અર્વાચીન વડવાઇઓ ભલે નવી ભૂમિઓમાં પ્રવેશ કરે પણ તેમનું મૂળ પોષણ તો આ પ્રાચીન વૃક્ષોમાંથી જ સતત ધારારૂપે ચાલ્યાં આવશે તો જ આપણા લોકનાં જીવનમાં ભળી શકશે. નવા સાહિત્યના પોષકોએ આ વાત ભૂલવા જેવી નથી અને તેમાંના કેટલાકના લેખને સામાન્ય વાંચનારાઓ ગમે તો દોષદૃષ્ટિથી જુવે છે અને ગમે તો જોતા જ નથી. તે સાહિત્યરોગનું કારણ એક એ છે કે આ નવા સાહિત્યકારો આપણા પ્રાચીન રસોનું સેવન યથેષ્ટ કરતા નથી, અને એ સેવન વિનાના પાક લોકને પચતા નથી.

બીજી પાસથી દૃષ્ટિ કરીએ છીએ તો આપણા પ્રાચીન વૃક્ષના ઇતિહાસમાં તેનાં થડમૂળની સ્થિતિ અને ત્રીજા પર્વની એટલે પ્રેમાનંદના યુગની સ્થિતિ એ બે ભાગ જેવા બળિષ્ઠ નીવડયા છે તેવા બળવાળા અન્ય ભાગ નીવડયા નથી. ઉંચા પર્વમાં દયારામે પણ બળિષ્ઠતા ઘણી દર્શાવી છે અને હાલમાં તેની કવિતાના કેટલાક અંશ

નિન્ધ ગણાવાથી તેનું બળ હીન થઇ ગયું છે. પરંતુ આ પરિણામને માટે કેટલીક રીતે એ મહાકવિની ઉચ્છૃંખલતાને માથે મુકાયલો આરોપ યોગ્ય છે, તો બીજી રીતે એ કવિની વાણીના શક્તિપાત ઝીલવામાં હાલના લોકની અશક્તિ પણ દેખાય એવી છે. નરસંહ મ્હેતાના કાળ પછી દેવરહસ્યનો મર્મજ્ઞ વર્ગ નષ્ટ થયો છે. તે રહસ્યોનો પુનરુદ્ધાર કરવા દયારામ જે પ્રયત્ન કરે છે, તે તેનાં રસિકવલ્લભ આદિ કાવ્યોમાંથી જડશે. આવા મર્મજ્ઞ વર્ગ વિના ભક્તિની જ્વાલાઓ પૂર્ણ કલાથી પ્રકટ થવી કઠણ છે. આપણા જૂના વર્ગના વડીલોમાં ભક્તિની જ્વાલાઓ છે; પણ તે અસમંજસ અને અપૂર્ણ હોય છે, અને રહસ્યની મર્મજ્ઞતા તેમનામાં દિવસે દિવસે ક્ષીણ થાય છે. આપણા ઇંગ્રેજી સાહિત્યમાં ઉછરેલા વિદ્વાનો મોડા વ્હેલા આ મર્મજ્ઞતાને પામી શકવાનો સંભવ છે, પણ ભક્તિની જ્વાલાઓ તેમનાં હૃદયમાં શુદ્ધ સત્તાથી પ્રકટ થઇ શકવી તે ઘણા કાળ સુધી કઠણ નીવડશે. પણ કેશવચન્દ્રના જેવાં હૃદય આવા વર્ગમાં કોઇ દિવસ નીવડી શકશે એવી આશા એ જ મહાત્માના દૃષ્ટાન્તથી સાર્થક થાય છે. જ્યારે એવો કાળ આવશે, ત્યારે જે સાહિત્યબળ આપણા પ્રાચીન વૃક્ષે ધારેલું છે તેવું બળ નવીન વૃક્ષ પણ ધારી શકશે.

દેવરહસ્ય અને ભક્તિરસને વિષયે આવી આશા છે તો પ્રેમાનંદની, સામળની, અને દયારામની કવિતાઓમાં સ્ફુરતા માનુષ વ્યવહારના હૃદયરસ એ કવિયોના જેવું બળ પ્રાપ્ત કરવામાં આવશ્યક છે. શેલી અને વર્ડ્ઝવર્થના ઉત્કૃષ્ટ હૃદયરસ આપણો ચાર ઇંગ્રેજી જાણનારાઓને પ્રિય લાગે તે સ્વાભાવિક છે અને તેથી આપણા સાહિત્યનો ઉત્કર્ષ સંભવે છે. પરંતુ તે જ રસનું આપણા લોકના રસની બાલભાષામાં કાંઇક અવતરણ કર્યા વિના આ ઉત્કર્ષ લોકમાં પ્રસર-

ચાનો નથી. એ અવતરણ કેવી કળાથી કરવુ તેના દૃષ્ટાંત નરસિંહ મ્હેતાની અને અખા ની વાણીમાથી જડશે, કારણ તેમણે તેમના કાળના લોકના હૃદયગ્રન્થિઓ સર કર્યા હતા તે લોકનું કેવળ અનુસરણ કરીને નહી, પણ લોકપ્રવાહના સામા મોરચા માંડીને સર કર્યા હતા.

પ્રેમાનંદ પેઠે બાહ્યરંગભરેલા લોકને અનુસરી વશ કરવામા તેમ નરસિંહ અને અખાની પેઠે તેમને સર કરી વશ કરવામા જે જે કળાઓ શોધવાની છે તે જ શોધનમા પ્રાચીન અને અર્વાચીન સાહિત્યશ્રેષ્ઠોના સાથે લાગા પોષણ વીર્યવૃદ્ધિ અને ઉત્કર્ષ છે. તે શોધન આવી સાહિત્યપરિષદોથી સિદ્ધ થાય તો તેમાં જૂના અને નવા સર્વે વર્ગનું કલ્યાણ સમાયલું છે.



## ૨.
## બીજી પરિષદના પ્રમુખ.
## રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવનું ભાષણ.

---

સાહિત્યરસિક મહિલાઓ અને ગૃહસ્થો !

*પ્રમુખપદ ધારણ કરવું*

તમે જે મહાન્ પદનો ભાર બંધુપ્રેમથી મારે શિર મૂકો છો તે, રુચિ અરુચિનો, સ્વીકાર અસ્વીકારનો અને ઇચ્છા અનિચ્છાનો પ્રશ્ન બાજુ ઉપર મૂકી **नमः सर्वकार्य-प्रतिपत्तिहेतवे कर्तव्यधर्माय ।** એ મહાસૂત્રને માન આપી, ધારણ કરવા ઉદ્યુક્ત થાઉં છું. મારી ગતિ મેરેથનના સંગ્રામમા સેનાનીપદે નીમાયલા સ્પાર્ટાના અગતિક શિક્ષાગુરુના જેવીછે. આથેન્સનો અભ્યુદય ઇચ્છનારા રણવીરના અપ્રતિમ ઉત્સાહથી તે દુર્બળ શિક્ષાગુરુ વિજયશાળી થયો, તેવો આજ હું પણ ગુર્જર–સાહિત્યની અભિવૃદ્ધિ ઉપર પ્રેમ રાખનારા ને તેના ઉત્કર્ષમાં આનંદ માનનારા અનેક સાહિત્યવીરોના ઉત્સાહથી યશસ્વી થવાનો લોભ રાખુ છું.

*પહેલી પરિષદના પ્રમુખ*

સાહિત્ય પરિષદનું આ બીજી વારનું મળવુ થાય છે. પ્રથમ મેળાવડામાં એક વિશાળ હૃદયના, ઊંડી લાગણીવાળા, પ્રખર તર્કશીળ, ઉજ્જ્વળ પ્રતિભાશાળી, કર્તવ્યનિષ્ઠ અગ્રગણ્ય સાક્ષરે પ્રમુખપદ શોભાવ્યુ હતું એ સાક્ષરે જે નિવૃત્તિની પ્રીતિથી ધનપ્રદ પ્રવૃત્તિનો પરિત્યાગ કરી નડિયાદમાં નિવાસ સ્વીકાર્યો હતો, તે નિવૃત્તિ એમનો અમર આત્મા અત્યારે અક્ષરધામમા ભોગવે છે। ભાવનાં ભૂતાવળને ધૂણાવનાર ને બોલાવનાર. નવીન વિદ્યાના મનોરાજ્યનું પ્રતિબિંબ પાડનાર ને સત્પુત્રીના અલ્પજીવનનું ઉજ્જ્વળ ચિત્ર આલેખનાર એ અગ્રેસર લેખકને કોણ સ્મરતું નહિ હોય? સદ્ગત શ્રીગોવર્ધનરામનો ઠામ તો અહિં ખાલી જ છે.

પરિષદ્‌નો પ્રથમ મેળાવડો બે વર્ષ ઉપર તેને જન્મ આપનારી સાહિત્યસભાના, નિવાસસ્થાન અમદાવાદમાં મળ્યો હતો. પન્હોતા પ્રેમે ઉછેરેલા બાળકને તેની માતા આજે, આ રત્નાકરની પુત્રી મુંબઇના ખોળે મૂકે છે.

પરિષદ્ મળવાનાં સ્થાન.

અહિં એક તરફ મહાસાગર ગંભીર ગાન કર્યાં કરે છે, સદાગતિ કોઇ સમયે વાંસળીના તો કોઇ સમયે ભેરીના સુર કાઢતો વહ્યો જાય છે ને ઋતુઓ પ્રકૃતિનો રાસ રમ્યાં કરે છે. અહિં સ્પર્ધામાં ધૂમાંપૂઆં થતા મંચાઓ ચેમેર ભમી રહ્યા છે, ધાઇવેલી વરાળની અને વીજળીની ગાડીઓ એક છેડેથી બીજે છેડે દોડધામ કરી રહી છે ને વ્યાપારની શેતરંજનાં મ્હોરાંઓ સર્વત્ર ફેલાઈ જઈ અનેકાનેક દાવ ખેલતાં ચોપટનું ધાંધળ મચાવી રહ્યાં છે. એવા પ્રવૃત્તિના ધામમાં પરિષદ્‌નાં પગલાં વળવાં ઉચિત જ છે. મુંબઇનું વાતાવરણ વ્યાપારના કોલાહલોને તેમ જ વિદ્યાનાં આંદોલનોને અવકાશ આપવા પૂરતું વિશાળ ને અનુકૂળ છે. અહીં દૈનિક, સાપ્તાહિક, પાક્ષિક, માસિક, ત્રિમાસિક ને અન્ય સામયિક પત્રો સર્વદેશી ચર્ચા ચલાવ્યા કરે છે. અનેક વિદ્યાપરાયણ સંસ્થાઓ લેખથી ને ભાષણથી શોધખોળ ને વિદ્યાવૃદ્ધિમાં આગળ ને આગળ પગદંડો કર્યાં જાય છે. સંગીત, શિલ્પ, ચિત્ર, સ્થાપત્ય આદિ કળા, કોઈ વ્યક્તિના તો કોઈ સંયુક્ત મંડળના પ્રયત્નથી, વિકાસ પામવાનું કરે છે. આ પશ્ચિમ હિંદુસ્તાનનું પાટનગર દક્ષિણમાં આવ્યું છતાં આપણા દાક્ષિણાત્ય બંધુનું જ કંઇ નથી; આપણું પણ છે. ગુજરાતના પ્રબોધના ઇતિહાસમાં સ્થાન પામવા યોગ્ય બુદ્ધિવર્દ્ધક સભાનું આ મુંબઈ જ કાર્યાલય [illegible] સભાની સંચિત શક્તિના ભાવી વ્યાપારનું ક્ષેત્ર તે આ [illegible] મરાઠી ને કાનડીની સાથે ગુજરાતી સાહિત્યને એમ. એ.માં

આવકાર આપનાર શારદાપીઠનું આ ધામ છે. પેશ્વાઇનું પૂના ભલે દક્ષિણીનું જ કહેવાઓ, સલ્તનતનું અમદાવાદ ભલે ગૂજરાતીનું જ ગવાઓ અને અમીરાતનું હૈદ્રાબાદ સિંધી બાંધવોનું જ ભલે લેખાઓ. મુંબઇ તો સર્વનું જ છે; ને આપણું તો છે જ. પારસી અને મુસલમાન બંધુઓ સાથે ગૂજરાતી હિંદુઓએ જ મુંબઇને સોનાની મુંબઈ બનાવી છે. તેમના મધ્યમાં એટલે સ્વજનના મધ્યમાં—આમ મંડળમાં—પરિષદ્ સાહિત્યની અભિવૃદ્ધિની ચર્ચા ચાલુ રાખવાને મળેલ છે.

જેની અભિવૃદ્ધિ પરિષદ્‌ને ઇષ્ટ છે તે સાહિત્ય તે શું ? કેટલાક કાવ્ય નાટકને સાહિત્ય કહે છે. બીજા નવલકથાને સાહિત્ય તે શું ? સાહિત્યમાં ઉમેરે છે. ત્રીજા ચરિત્રગ્રંથને ભેગા ગણે છે. ચોથા નીતિનિબંધની સાહિત્યકોટિમાં ગણના કરે છે. પાંચમા પ્રવાસના વર્ણનોનો સાહિત્યમાં સમાસ કરવા માગે છે. છઠ્ઠા ગિબનકૃત રોમન સામ્રાજ્યની પડતી ને પાયમાલીની તવારિખને સાહિત્યમાં ઊંચું સ્થાન આપે છે. એમ સાહિત્યની મર્યાદા મુસાફરની દૃષ્ટિમર્યાદાની પેઠે આઘી ને આઘી જાય છે. આપણા પૂર્વજોએ તો સાહિત્યને વાઙ્મય નામ આપી તેમાં સર્વનો સમાવેશ કર્યો છે. **જે કંઇ સંસ્કારી સ્થાયી ભાષામાં લોકોત્તર લેખ કે કથન તે સાહિત્ય સંજ્ઞાને પાત્ર** છે. વાણી જંગલી મનુષ્યને, ભારતમુનિ જેને વાચિક અભિનય કહે છે તેની જ ગરજ સારે છે. તિર્યગ જાતિમાં અવ્યક્ત ધ્વનિ જે કામ બજાવે છે, તેના જેવું જ કામ જંગલી મનુષ્યમાં વ્યક્ત વાણી બજાવે છે. વ્યક્તિની જ લાગણીનો તે યાદૃચ્છિક ઉદ્‌ગાર બને છે. અન્યને બોધ, તે માત્ર આનુષંગિક છે. સુધરેલા મનુષ્યમાં, જેમ નાણું દ્રવ્યના વિનિમયને માટે અને મૂલ્યના સંતોલનને માટે લેખાય છે, તેમ વાણી વિચારના વિનિ-

શ્રમને માટે અને ભાવના સંવિભાગને અર્થે વ્યવહારનું મુખ્ય અને મહત્ત્વનું સાધન બને છે. કેળવાયલા મનુષ્યને વાણી આવા લૌકિક વ્યવહાર કરતાં લોકોત્તર પ્રયોગને માટે વધારે ઇષ્ટ છે. સામાન્ય મનુષ્ય જ્યારે બોલીને બોલવાને માટે જ શુકવત્ વાપરે છે, ત્યારે બોલી બોલાતા આપોઆપ પળાતા ઉચ્ચારણના નિયમોનું શાબ્દિક તેમાથી દોહન કરે છે બોલીના બોલોને બોલતા કરી તેમની સાત પેઢીનો ઇતિહાસ કઢાવે છે વળી વૈયાકરણ એક વાક્યમા શબ્દો કૌટુંબિક બની શી રીતે પરસ્પર સંકળાય છે તેના નિયમો સાધે છે, ઓર્નાદિનું સ્વરૂપ નોંધે છે અને શબ્દસિદ્ધિની સાથે શબ્દશુદ્ધિ નિર્ધારે છે, તથા એક રાષ્ટ્રને માટે એક લિપિનો અને એક ભાષાનો પ્રશ્ન આડકતરી રીતે વિચારે છે. વાણીના વર્ણમય મૂળતત્ત્વોને એક વર્ગ જ્યારે ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ નિહાળે છે ત્યારે અન્ય વર્ગ શબ્દોના ભાવપ્રદર્શક સામર્થ્યને જ પકડી લઈ લોકોત્તર ભાવચિત્રના કાવ્ય રચે છે, બુદ્ધિસંવાદી અલંકારથી શણગારે છે, હૃદયસંવાદી છંદોમાં ગોઠવે છે ને શ્રોત્રસંવાદી સંગીતમા ઉતારે છે ત્રીજો વર્ગ, સંસ્કારી હૃદયના ઉચ્ચ વિશુદ્ધ સંસ્કારો જે ધાર્મિક અને તાત્ત્વિક ચિંતનમાં તથા આધ્યાત્મિક ને નૈતિક પરીક્ષણમા પરિણામ પામે છે, તેના ઉલ્લેખથી સાહિત્યને બળકટ બનાવે છે ચોથો વર્ગ, જેનાં જીવનની એક પણ કળા રાષ્ટ્રના ઉત્કર્ષને માટે પ્રકાશી હોય, તેવી વ્યક્તિના ચરિત્રને ચારિત્રની ચિત્રાવળીથી અને નિજ મંડળ તથા અન્ય મંડળના સામાજિક અને રાજકીય ઇતિહાસના સંદર્ભથી સાહિત્યને શણગારે છે પાંચમો વર્ગ ઇતિહાસની પતાકા ને પ્રકરી રૂપ સંસારશાસ્ત્રના વિવિધ અંગો ખિલાવે છે. એવી રીતે મનુષ્ય જીવન ઉચ્ચ કરવાને, દુઃખનો ભાર હલકો કરવાને અને સાત્ત્વિક સુખની સંપત્તિ

વધારવાને અભિનયકળા, ગાનકળા, ચિત્રકળા, શિલ્પકળા, સ્થાપત્ય-કળા અને મોટાઇને દેખાવ ન કરનારી સાચી ગૃહ કળાઓનું વિવેચન વળી અન્ય વર્ગો કરે છે. આ ઉપરાંત આવો જ આડકતરાતો સંબંધ ઊંચી કેળવણીમાં સર્વત્ર દેશી સાહિત્યને સ્થાન આપવાની અને સામાન્ય વર્ગમાં ઉપયોગી રસાયનાદિ વિદ્યાનું સામાન્ય જ્ઞાન ફેલાવવાની ચર્ચા સાહિત્ય સાથે ધરાવે છે.

પરિષદ્ જે ગૂજરાતી સાહિત્યના વિકાસ માટે ઉદ્યુક્ત છે, તેનો આરંભ આજથી પાચસે વર્ષ ઉપર થયો એમ આરંભ ક્યારથી? સામાન્ય રીતે મનાય છે. સર્વે ભાષામા કાવ્ય સાહિત્ય જ પહેલવહેલુ ખેડાય છે, તે પ્રમાણે આપણી ભાષામા પ્રથમ કવિતા જ લખાવની મહુધા મળી આવે છે. ગૂજરાતી ભાષામા આદિ કવિનુ માન નરસિંહ મહેતાને સર્વાનુમતે અપાય છે વિશેષમા એમ પણ માનવુ છે કે એ રસિક નાગર કવિના સમય પહેલાનું સાહિત્ય તે પ્રાકૃત કે અપભ્રંશ સાહિત્ય, ગૂજરાતી સાહિત્ય નહિ. આ રીતે એ ભક્તરાજનું નામ કવિઓની કાલાનુપૂર્વી દર્શાવવામા જ નહિ પણ ભાષાઓની મર્યાદા બાંધવામાં પણ કામે લગાડાય છે. અત્યાર સુધીમા જે જૂજ શોધખોળ થઈ છે તેમાં નરસિંહ મહેતાની પૂર્વે થયેલા કોઇ સમર્થ કવિનુ નામ મળી આવ્યુ નથી, કે જે એમને આદિ કવિના સ્થાનથી ઉથલાવી પાડે પરંતુ ભાષાની બાબતમાં તો કહેવું જોઇયે કે ધ્રુસની સનના પંદરમા શતકની મર્યાદા જે બંધાયલી છે તે ચારસેં પાચસેં વર્ષ અથવા કદાચ તેથી પણ બેએક સો વધારે પાછી હઠાવવી પડશે. કોઇ કહેશે કે તમે તો ભીમદેવ અને સિદ્ધરાજ જયસિંહના સમયની વાતો કરો છો, પણ હેમાચાર્ય જ તે સમયની ભાષાને એમની અષ્ટાધ્યાયીમા અપભ્રંશ નામ આપે

છે. એ 'કહેવું ખરું' છે, પણ અપભ્રંશ નામથી ભૂલાવો ખાવાનો નથી. જો નામથી જ દોરાઇયે, તો અખાની વાણીને ગૂજરાતી નહિ, અપભ્રંશ નહિ, પણ પ્રાકૃત કહેવી પડશે; કેમકે વેદાંતી કવિ પોતે જ તેને પ્રાકૃત નામ આપે છે ભાલણ ને પદ્મનાભ પણ કાદંબરી અને કાન્હડદે પ્રબંધ પ્રાકૃતમાં લખ્યાનું જણાવે છે. એ કાવ્યોની ભાષા મહારાષ્ટ્રી, શૌરસેની, માગધી કે પૈશાચી છે નહિ, પણ ગૂજરાતી જ છે કેવળ નામ ઉપર આધાર રહેતો હોય, તો નરસિંહ મહેતાને ગુજરાતીના આદિ કવિ કહી શકાશે નહિ; કેમકે તેમના પોતના જ શબ્દોમાં કહિયે, તો તેમનું સુરતસંગ્રામ કાવ્ય 'અપભ્રષ્ટ ગિરા' માં એટલે કે અપભ્રંશમાં છે. જેવી રીતે આપણા આ આદિ કવિના ઉત્તમ કાવ્યની ભાષા અપભ્રંશ નામે ઓળખાયા છતાં ગૂજરાતી જ છે, તેવી રીતે હેમાચાર્યની અષ્ટાધ્યાયીનો અપભ્રંશ તે ગૂજરાતી જ છે. જેટલે દરજ્જે વૈદિક ભાષા જે સામાન્ય રીતે સંસ્કૃત નામથી ઓળખાય છે, તે ભાષાશાસ્ત્રીની દૃષ્ટિએ લૌકિક સંસ્કૃતથી ભિન્ન છે, તેટલે દરજ્જે અથવા તેથી પણ વિશેષ આ અપભ્રંશ જે પ્રાકૃત નામથી પ્રસિદ્ધ છે તે મહારાષ્ટ્રી આદિ પ્રાકૃતથી ભિન્ન છે. પ્રાકૃતનું વ્યાકરણકલેવર સંસ્કૃત વ્યાકરણનાં મૂળતત્ત્વોનું બંધાયલું છે. જે Synthetical stage એટલે સમસ્ત દશામાં સંસ્કૃત છે તે જ દશામાં નિર્દિષ્ટ પ્રાકૃત છે. સંસ્કૃતના જ રૂપાખ્યાનના પ્રત્યયો ઘસાયલા પ્રાકૃતમાં કાયમ રહ્યા છે. અપભ્રંશમાં એ પ્રત્યયો છેકાછેક ઘસાઇ જઈ તેમની જગા નવા પ્રત્યયોથી પૂરવામાં આવે છે. નામનું પ્રથમના એકવચનનું પ્રાકૃત રૂપ અને ક્રિયાપદનું વર્તમાન કાળનું અંગ એ અપભ્રંશમાં મૂળ બને છે ને તેના ઉપર સમગ્ર રૂપાખ્યાનની ઇમારત બંધાય છે. એ રીતે જેને

Analytical stage એટલે બ્યસ્ત દશા કહે છે તેમાં અપભ્રંશ ભાષાને પ્રવેશ કરતી આપણે જોઇએ છીયે.

વાસ્તવિક રીતે ગૂજરાતી ભાષાના ત્રણ યુગ છે. ઇસવી સનના દસમા અગિયારમા શતકથી ચૌદમા શતક સુધીનો ગુજરાતી ભાષાના પહેલો યુગ; પંદરમા શતકથી સત્તરમા શતક સુધીનો બીજો અને તે પછીનો શતકોનો ત્રીજો. પહેલા યુગની ભાષાને અપભ્રંશ કે પ્રાચીન ગુજરાતી નામ આપવું ઘટે છે. બીજા યુગની ગૂજરાતી જે સામાન્ય રીતે હાલમાં જૂની ગૂજરાતીના નામથી ઓળખાય છે, તેને મધ્યકાલીન ગૂજરાતી કહેવા યોગ્ય છે. ત્રીજા યુગની ગૂજરાતીને અર્વાચીન ગૂજરાતી સંજ્ઞા આપવામાં મતભેદ હોય જ નહિ. પહેલા પાંચ શતકોની ભાષા ગૂજરાતી છે તેની પ્રતીતિ સારૂં કાલક્ષેપનો ઉપાલભ વ્હોરીને પણ શતકવાર ઉદાહરણ આપવાની જરૂર છે. એ પાંચ શતકના સાહિત્યને ગેરઇનસાફ થયો છે. કેમકે મધ્યકાલીન ગૂજરાતીને જ પ્રાચીન કાવ્યમાલાના અભિમત તથી ગૂજરાતી ગણવા ના પાડે છે, ત્યાં પ્રાચીન ગૂજરાતીનો તો ઘડો જ થવો કેવો ! માતાપિતા મોટાં છોકરાંને ધ્રનકાર કરી નવારસ કેરવે ને ન્હાના બાળકને જ કબૂલ રાખે, તેના જેવું આ તો થાય છે. અવમાનિત સાહિત્યની શોધ ખોળ થતી નથી, અભ્યાસ થતો નથી, ચર્ચા થતી નથી ને તેને ન્યાય મળતો નથી આથી વ્હેલ કુટાય છે ને ગૂજરાતી અગૂજરાતીની યોગ્યતા તપાસાયા વગર અવળુ વેતરાયાં જાય છે. વગર ઓળખ્યે અથવા ભૂલમાં લુટકાઈ અજ્ઞાનના અંધારામાં પ્રકાશની રાહ જોયા વગર આપણે આપણા સાહિત્ય વડની જમીનમાં ઊંડી ઊતરેલી વડવાઇઓ વાઢી નાંખવા પ્રવૃત્ત થઇયે છિયે. આ સાહસ અટકાવવા તે તે શતકની ભાષાનાં ઉદાહરણ નીચે આપવામાં આવે છે.

શ્રીકૃષ્ણના ભક્ત નરસિંહ મહેતાને જુનાગઢના શિવભક્ત રા મંડળિક સાથે વાદ પડ્યો, તે અરસામાં ઉતારાયલા વસન્તવિલાસમાંથી કેટલીક કડીઓ પ્રથમ આપિયે છીયે. એ કાવ્યની એક લિખિત પ્રત ડેકન કૉલેજના સરકારી સંગ્રહમાં પણ છે. જૂના ગુજરાતશાળાપત્રમાં પૂર્વે એ કાવ્ય મારા તરફથી છપાયું હતું. એમાંથી દસ જ વૃત્ત અહિં ઉતારું છું.

પંદરમા ચઉદમા શતકનું ગુજરાતી.

खेलन वा वि सुखाली (जाली गूख विश्राम) ।
मृगमदपूरि कपूरिहिं पूरिहिं जल अभिराम ॥
अभिनव परि शिणगारी नारी रमइं विसेसि ।
चन्दन भरइं कचोली, चोली मण्डन रेसि ॥
कामुक जन मन जीवन ती वन नगर सुरङ्ग ।
राजु करइं अभङ्गिहिं रङ्गिहिं राउ अनङ्ग ॥
कुसुम तणं करि धणुह रे गुण ह भमरलामाल ।
लख लावति नवि चूक्इ मूकइ सर सुकुमाल ॥
इम देखी रिद्धी कामनी कामनी किंनरकण्ठि ।
नेहगहेली माननी माननी मूकइं गण्ठि ॥
केसू कली अति वांकुडी आकुडी मयणची जाणि।
विरहिणीनां इणं कालि न क लिन वादइ ताणि ॥
सकल कला हुं निशाकर शा करं सहरि संताप ।
अबल म मारि कलङ्की शङ्की म्या हवं पाप ॥
बहिन् रहि नहि मनमथ मन मथतु दीह राति ।
अङ्ग अनोपम शोषइ पोषइ बहरणी राति ॥

विरह सह् ते मागलु कागलु करलउ पेखि ।
वायसना गुण वरणए अरण ए त्यनइ निशिति ॥
मुख आगलि तूं मलिन रे नलिन जई जालि नाहि ।
दन्तह बीज दिखाडि म दाडिम तूं मुख माहि ॥

ઉપરના ઉતારામાં નરસિંહ અને પદ્મનાભમાં મળી આવતો **चो** પ્રત્યય ભાલણમાં મળી આવતું **करं** રૂપ ને પદ્મનાભમાં મળી આવતો લઉ પ્રત્યય વિદ્યમાન છે. તે ઉપરાંત જેને બીજી કે ચોથી વિભક્તિ કહે છે તેના અર્થમાં પ્રાકૃત રીત્યા ષષ્ઠીના **दन्तह** રૂપનો પ્રયોગ એમાં ધ્યાન ખેંચે છે. વળી અર્વાચીન હિંદી મરાઠીના સામાન્ય કૃદંતનું પૂર્વરૂપ ખેઙન **है.व्या.८।४।४४१। तुम एव मणाणहमणाहिं च ।** સૂત્રની સ્મૃતિ આપે છે, તથા પ્રાચીન ગૂજરાતીનો **रेसि** પ્રત્યય **है.व्या.।८।४।४२५। ताद्दर्थ्ये केहिं-तेहिं-रेसि-रेसिं-तणेणाः ।** સૂત્ર યાદ દેવરાવે છે. આ રૂપ ને પ્રત્યય પંદરમા શતકથી જુનો હોવાથી આપેલો ઉતારો ચૌદમા શતકની ભાષાનું પણ ભાન કરાવવા સમર્થ છે. આથી તે શતકની ભાષાના દૃષ્ટાંત **प्राकृतपिंगलसूत्र**માંથી શોધતા નથી. એ ગ્રંથમાં લક્ષણ બાંધ્યાં છે તે મધ્યકાલીન ગૂજરાતીમાં છેઃ ને ઉદાહરણો પણ મોટે ભાગે તે જ ભાષામાં છે

તેરમા શતકની લોક ભાષાનાં ઉદાહરણ મેરુતુંગ પૂરાં પાડે છે. એણે **प्रबन्धचिन्तामणि** રચ્યાની સાલ ઇ. સ. ૧૩૦૫ છે. તેથી મધ્યમ ગણતરીએ એના પ્રબંધોમાંનું **अवतरण** સાહિત્ય તેરમા શતકનું લેખિયે છિયે. નીચેના દુહા **मुञ्जराजप्रबन्ध**માંથી લીધા છે.

તેરમા શતકનું ગૂજરાતી

मुञ्जु भणइ मुणालवइ जुव्वणु गयउ म झूरि ।
जइ सक्कर सय खण्ड थिय तोइ सु मिट्ठी चूरि ॥
जा मति पच्छइ संपजइ सा मति पहिली होइ ।
मुञ्जु भणइ मुणालवइ विघन न वेढइ कोइ ॥
झोली तुट्टिवि किं न मुअउ किं न हुउ छारह पुञ्ज ।
घरि घरि नच्चावीयइ जिम मकड तिम मुञ्ज ॥
सायरु खाई लङ्क गढ गढवइ रावण राउ ।
भग्गक्खइ सवि भंजि गय मुञ्ज म करउ विसाउ ॥

નીચેનાં રાણકદેવીનાં વચનો *सिद्धराजप्रबन्ध*માંનાં ધ્યાન ખેચનારાં છે.

तईं गढुआ गिरनार काहु मणि मच्छर धरिउ ।
मारीतां खेंगार एकु वि सिहरु न ढालिउ ॥
जेसल मोडि म बाह वलि वलि विरूअं भावियइ ।
नइ जिम नवा प्रवाह नवघण विणु आवइ नहि ॥
वाढीतउ वढवाण वीसारतां न वीसरइ ।
सोनासमा पराण भोगावह तईं भोगवइ ॥

નીચેનાં સુભાષિત પણ લક્ષ ખેંચે એવાં છે.

जइआ रावणु जाइउ दहमुहु इकसरीउ ।
जणणी वीहली चिंतवइ कवणु पियावउं खीरु ॥
एहु जम्मु नग्गुहं गियउ भडसिरि खग्गु न भग्गु ।
तिक्खां तुरियं न माणिआं गोरी गलइ न लग्गु ॥

कसु करु पुत्तकलत्तधी कसु करु करसण वाडि ।
आइवु जाइवु एकला हत्थे बिन्नि वि झाडि ॥

હવે અપભ્રંશ કિંવા પ્રાચીન ગૂજરાતીના વ્યાકરણના આદિપ્રવ-
તંક અને પ્રાકૃત બોલીઓના પાણિનિ જે હેમા-
બારમા અગિયારમા ચાર્ય તેની અષ્ટાધ્યાયીમાંથી ઉદાહરણ ઉતારિયે
શતકનું ગુજરાતી. છિયે. એ સમર્થ ગુર્જર ગ્રંથકારનો સમય ઇ. સ.
૧૦૮૮–૧૧૭૨ છે. આથી એના અપભ્રંશ ખંડમાં
ગ્રમહેલ સાહિત્ય બારમા અને અગિયારમા શતકની લોકભાષાનાં
દૃષ્ટાંત તરીકે લેખયે છિયે.

वायसु उड्डावन्तिअइ पिउ दिट्ठउ सहसत्ति ।
अद्धा वलया महिहि गय अद्धा फुट्ट तडत्ति ॥
हिअडा फुट्टि तडत्ति करि कालक्खेवें काइं ।
देक्खउं हय विहि कहिं ठवइ पइ विणु दुक्खसयाइं ॥
साहु वि लोउ तडप्फडइ वड्डत्तणहु तणेण ।
वड्डप्पणु पुणु पाविअइ हत्थि मोकलडेण ॥
जइ न सु आवइ दूइ घर कांइ अहोमुहु तुज्झु ।
वयणु जु खण्डइ तउ सहिए सो पिउ होइ न मज्झु ॥
जइ स सणेही तो मुइअ अह जीवइ निन्नेह ।
बिहिं वि पयारें हिं गइ अधण किं गज्जइ खल मेह ॥
बप्पीहा पिउ पिउ भणवि कित्तिउ रुआहि हयास ।
तुह जलि महु पुणु वल्लहइ बिहुइ न पूरिअ आस ॥

हिअइ खुडुक्कइ गोरडी गयणि धुडुक्कइ मेहु ।
वासारत्ति पवासुअहं विसमा संकडु एहु ॥
न तेसिउ जलु सायरहो सो तेवडु वित्थारु ।
तिसहे निवारणु पलु वि नवि पर धुधुअइ असारु ॥
जं दिट्ठउ सोमग्गहणु असइहिं हसिउ निसङ्कु ।
पिअमाणुसविच्छोहगरु गिलि गिलि राहु मयङ्कु ॥
अन्ने ते दीहर लोअण अन्नु तं भुअजुअलु ॥
अन्नु सु घणथणहारु तं अन्नु जि मुहकमलु ।
अन्नु जि केसकलावु सु अन्नु जि पाउ विहि
जेण णिअम्बिणि घडिअ स गुणलायण्णणिहि ॥
पिअसंगमि कउ निद्दडी पिअहो परोक्खहो केम्व ।
मइं बिन्निवि विन्नासिआ निद्द न एम्व न तेम्व ॥
जाइज्जइ तहिं देसडइ लब्भइ पिअहो पमाणु ।
जइ आवइ तो आणिअइ अहवा तं जि निवाणु ॥
जइ पवसन्ते सहु न गय न मुअ विओएं तस्सु ।
लज्जिज्जइ संदेसडा दिन्तेहिं सुहय जणस्सु ॥
खज्जइ नउ कसरक्केहिं पिज्जइ नउ घुण्टेहिं ।
एम्वइ होइ सुहच्छडी पिएं दिट्ठें नयणेहिं ॥
सिरि जरखण्डी लोअडी गलि मणियडा न वीस ।
तोवि गोट्ठडा कराविआ मुद्धए उट्ठबईस ॥

अन्मा लग्गा डुङ्गरिहिं पहिउ रडन्तउ जाइ ।
जो एहा गिरि गिलणमणु सो किं घणहिं घणाइं ॥
सिरि चडिआ तोडन्ति फल पुणु डालइं मोडन्ति ।
तोवि महद्दुम सउणाहुं अवराहिउ न करन्ति ॥

નીચેના બે દુહા મુંજ રાજાને લગતી પ્રાચીનતર લોકકવિતાના હોઈ જોવા જેવા છે.

रवखइ सा विसहारिणी ते कर चुम्बिवि जीउ ।
पडि बिम्बिअमुन्जालु जलु जेहिं अडोहिउ पिउ ॥
बाह विछोडवि जाहि तुहुं हुउ तेम्बइ को दोसु ।
हिअअट्ठिअ जइ नीसरहि जाणउ मुञ्ज सरोसु ॥

હેમાચાર્યનો સંગ્રહ મોટો છે. મહાભારત ભાગવત આદિ કાવ્યો તેમના સમયમાં અથવા તે પહેલાં રચાયલાં હતાં અને **અપભ્રંશ** સાહિત્ય એટલે કે પ્રાચીન ગૂજરાતી સાહિત્ય સારું ખેડાયલું હતું, તેની એમના ઉતારામાં આપણને ઝાંખી થાય છે. વળી, ગોડમંડળ-માં કવિ જયદેવે **गीतगोविन्द** થી રાધાકૃષ્ણની પ્રીતિ ગાઈ તે પહેલાં ગૂર્જર ભૂમિમાં એ રસરાજના અધિષ્ઠાતાની અને એ રાસેશ્વરીની પ્રેમગાથા અપભ્રંશ કવિઓ ગાઈ રહ્યા હતા, તેનું પણ સંગૃહીત વચનોથી ભાન થાય છે. પરંતુ એ બધા ફકરા અહિં ઉતારવા જેટલો અવકાશ નથી. આ ટૂંકી નોંધ, ગુજરાતી સાહિત્યના આરંભનો અવધિ અગિયારમા શતકની પણ પૂર્વે જાય છે, તેનો સહજ ખ્યાલ આપવા માટે છે.

प्राकृतद्व्याश्रयने नामे प्रसिद्ध कुमारपालचरितना छेल्ला
सर्गनो पाछलो भाग हेमाचार्ये अपभ्रंशमां रचेलो
बीजा अपभ्रंश छे. मुंजराजना समयमां थयेला अमितगतिना शि-
साहित्यनो सद्‌- ध्यनो छक्कम्मोचएसो पण अपभ्रंशमां छे. वळी
ज निर्देश   महाकवि कालिदासना विक्रमोर्वशीयना चोथा अंक-
मां जे प्रक्षिप्त भाग मळी आवे छे ते पण
अपभ्रंशमां छे. साहित्यदर्पणनो कर्ता विश्वनाथ कर्णपराक्रम
*नामे कड्यकबद्ध महाकाव्य अपभ्रंशमां रच्यानुं* लखे छे. *जैन*
भंडारोमां बारीक तपास कराशे तो घणां अमूल्य रत्नो नीकळी आ-
ववानो संभव छे. **अपभ्रंश साहित्य बहार पडवाथी आपणी भाषानी तेमज बंगाळी, हिंदी, मराठी वगेरे बीजी पण अर्वाचीन भाषानी उत्पत्ति उपर अपूर्व प्रकाश पडशे.**
बौद्धोनी पाली अने जैनोनी अर्धमागधी वैदिक महासंस्कृत
साथे जे संबंध धरावे छे, तेना करतां पण वधारे निकटनो संबंध
आपणी अपभ्रंश भाषा साथे ए बधी भाषाओ धरावे छे.

ઉપરની હકીકત ધ્યાનમાં લેતાં ગૂજરાતી સાહિત્યની કાલ-
મર્યાદા હજારેક વર્ષની થવા જાય છે. આટલું જૂનું
પ્રથમ યુગનું ઉ- સાહિત્ય તેની ભગિનીઓના ભંડારમાં મળી આવતું
ત્તેજક સાહિત્ય. નથી, તેને લીધે એ સવિશેષ મૂલ્યવાન બને છે. એ
સાહિત્યના આપણે ત્રણ યુગ પાડ્યા હતા. પ્રથમ
યુગનું પ્રાચીન ગૂજરાતી સાહિત્ય નિર્મળ પ્રેમભાવના પોખતું ને
ઉજ્જવળ દેશભક્તિથી ઉભરાતું ઉત્સાહપૂર્ણ છે. જે કાળમાં જેવી દેશની
સ્થિતિ, તેવું તેનું તે કાળનું સાહિત્ય હોય છે. મહારાણી ઇલિઝા-
બેથના રાજ્યકવિથી આજ પર્યંત આપણા પ્રતાપી રાજકર્તાઓનો

ઉત્તરોત્તર અધિકાધિક ઉદય થતો આવ્યો છે, તો તેમનું એ સદીઓનું સાહિત્ય પણ પરમ તેજસ્વી અને ઉત્કર્ષશાળી છે. ઇસવી સનની અગિયારમી, બારમી ને તેરમી સદી ગુજરાતના પરમ અભ્યુદયની હતી. ચાંચિયા અને લૂંટારાને શાસન થતાં કરી વ્યાપાર જળમાર્ગે ને સ્થળમાર્ગે ધમધોકાર ચાલી રહ્યો હતો. દેશનો ઉદ્યોગ ખીલવવાને માટે બ્હારથી શિલ્પીઓ તેડાવી વસાવ્યા હતા. કુરુક્ષેત્ર, પાંચાલ, શૂરસેન, પ્રયાગ, અયોધ્યા, આદિસ્થળના શ્રોત્રિય બ્રાહ્મણોને આણી દેશમાં જુદે જુદે સ્થાને સ્થાપ્યા હતા. વિદ્વાનોને સંપૂર્ણ આશ્રય મળી રહ્યો હતો; તે એટલે સુધી કે હેમાચાર્યનું વ્યાકરણ હાથીની અંબાડીમાં રાજદરબારી સવારીના ઠાઠથી મોટી ધામધૂમ સાથે મહારાજા સિદ્ધરાજના સરસ્વતીભંડારમાં પધરાવવામાં આવ્યું હતું. સિંધ, માળવા, કનોજ, અયોધ્યા, ચેદિમંડળ, અપરાંત અને ચૌલમંડળ પર્યંત દિગ્વિજયી ગુર્જર વીરોની વીરહાક ગાજી રહી હતી. આવા સમયના સાહિત્યમાં શૂરાતનની જ્વાળા અને સ્વદેશપ્રીતિની જ્યોતી ઝળુકી રહે તે સ્વાભાવિક છે. સાહિત્યના ઉત્કર્ષ સાથે દેશનો ઉત્કર્ષ સંધાયલો જ છે. નાંખી નજર ના પહોંચે એવા જે પ્રાચીન યુગમાં પ્રકૃતિની વિવિધ વિભૂતિમાં પ્રકાશતા દિવ્ય સત્ત્વનો મહિમા ઋષિઓએ ગાયો, તે જ યુગમાં આર્યોના આધિપત્યે આર્યાવર્તને આર્યાવર્ત બનાવ્યો, જે સમયે ઉપનિષદ્ સાહિત્યની પરમોજ્જ્વળ બ્રહ્મભાવના પ્રગટી, તે સમયે ગાર્ગી આદિ મહિલાઓ પૂજાઈ અને અરુંધતી સપ્તર્ષિની પંક્તિમાં માન્યપદ પામી. જે જમાનાએ રામાયણ અને મહાભારત જેવી વિશ્વવિખ્યાત વીરસંહિતાઓને જન્મ આપ્યો, તેણે ભારતભૂમિની નૈતિક ને આધ્યાત્મિક ઉન્નતિ પણ જોઈ જે વખતમાં બુદ્ધ ભગવાનના ઉદ્બોધક વચનોનાં ત્રિપિટક ગૂથાયાં, તે વખતમાં વિશ્વવિજયી સીકંદરના સમર્થ અનુયાયીઓએ સાર્વભૌમ

ચંદ્રગુપ્તની અને તેના પ્રતાપી પૌત્ર અશોકની મૈત્રી શોધી, જે કાળમાં વિશુદ્ધ દાંપત્યપ્રીતિનું આદર્શ મેઘદૂત ઉદ્ભવ્યું, તે કાળમાં ભરતખંડે સ્વરાજ્ય પાછું મેળવ્યું. ઉત્કર્ષકાળનું સાહિત્ય આ રીતે ઉત્સાહપૂર્ણ હોય છે. ગૂજરાતી સાહિત્યનો પ્રથમ યુગ તે ગૂજરાતના ભવ્ય ઉદયનો હતો. તેથી તે યુગના સાહિત્યમાં પુરુષપરાક્રમનું ગંભીર ગાન છે. મહાન યતિ હેમાચાર્યના મૂલ્યવાન સંગ્રહમાં એક વાર ફરીને આપણે ચંચુપાત કરિયે. જ્યારે યદૃચ્છાએ સંગૃહીત સુભાષિત આવાં શૂર પૂરનારાં છે, ત્યારે તે સમયનું ઉદ્દેશપૂર્વક રચાયનું સાહિત્ય તો કેવું ઉત્તેજક હશે તે કલ્પનાગમ્ય છે. સંગ્રહમાંનાં થોડાંક વચન આપણે આપણા કાર્ય સર ઉતારિયે છિયે.

धवलु विसूरइ सामिअहो गरुआ भरु पिक्खेवि ।
हउं किं न जुत्तउ दुहुं दिसिहिं खण्डइं दोण्णि करेवि ॥
भल्ला हुआ जु मारिआ बहिणि महारा कन्तु
लज्जेज्जं तु वअंसिअहु जइ भग्गा घरु एन्तु ॥
जीविउ कासु न वल्लहउ धणु पुणु कासु न इट्ठु ।
दोण्णि वि अवसर निवडिअहिं तिण सम गणइ विसिट्ठु ॥
अम्हे थोवा रिउ बहुअ कायर एम्व भणन्ति ।
मुद्धि निहालहि गयणयलु कइ जण जोण्ह करन्ति ॥
महु कन्तहु बे दोसडा हेल्लि म झङ्खहि आलु ।
देन्तहो हउं पर उव्वरिअ जुज्झन्तहो करवालु ॥
जइ भग्गा पारक्कडा तो सहि मज्झु प्रिएण ।
अह भग्गा अम्हहं तणा तो तें मारिअडेण ॥

पुत्तें जाएं कवणु गुणु अवगुणु कवणु मुएण ।
जा बप्पीकी भूहडी चम्पिज्जइ अवरेण ॥

महु कन्तहु गुट्ठट्ठिअहो कउ झुम्पडा वलन्ति ।
अह रिउरुहिरें उल्हवइ अह अप्पणें न भन्ति ॥

सरिहिं न सरेहि न सरवरेहिं नहि उज्जाण वणेहिं ।
देस रवण्णा होन्ति वढ निवसन्तेहिं सुअणेहिं ॥

हिअडा जइ वेरि अ घणा तो किं अब्भि चडाहुं ।
अम्हाहिं बे हत्थडा जइ पुणु मारि मराहुं ॥

पाइ विलग्गी अन्त्रडी सिरु ल्हसिउं खन्धस्सु ।
तो वि कटारइ हत्थडउ बलि किज्जउं कन्तस्सु ॥

અલંકાર પ્રસ્થાન-ની અસર

આ યુગના પૂર્વ ભાગમાં સંસ્કૃત અલંકારપ્રસ્થાનની અસર અપભ્રંશ સાહિત્ય ઉપર થતી જોવામાં આવે છે. સમસ્યાપૂર્તિ શ્લેષ આદિ સભારંજની કવિતા અને સુભાષિતના મુક્તક આ સમયમાં સંસ્કૃતની પેઠે અપભ્રંશમાં પણ રચાય છે એ યુગના ઉત્તર ભાગમાં રજપૂત રાજ્યની અવનતિ થાય છે ને મધ્યકાલીન ગુજરાતીના યુગમાં તો દેશ પરચક્ર નીચે કચરાય છે. પરંતુ પેશવાઇનો લોપ થયા છતાં પેશવાઇએ આપેલો વેગ મરાઠી સાહિત્યમાં જેમ ટકી રહેલો

જોઈએ છીએ, તેમ રાજ્યની ઊથલપાથલ થયા છતાં
૩.મધ્ય યુગમાં પૂર્વ- પણ ગતરાજ્યના સમયનો વેગ આ મધ્ય યુગના
યુગનાં આંદોલનો. આરંભમાં કેટલોક વખત ટકી રહે છે અને નરસિંહ,
ભાલણ અને પદ્મનાભ જેવાં કવિરત્ન પાકે છે,
પરંતુ તેમની કવિતાનો પ્રવાહ જુદે માર્ગે વહે છે. નાતજાતની અને
આલંકારિકની મર્યાદા ઉલંઘી, પ્રત્યક્ષદૃષ્ટિથી રાસલીલા અને દાણલીલા-
માં ભાગ લેતો સ્વતંત્ર નાગર કવિ ભક્તિશૃંગારના ઉન્નત પ્રદેશમાં
સ્વચ્છંદ ઘૂમે છે; વિદ્વાન્ બ્રાહ્મણ કાંઈ કાદમ્બરી ને ભાગવત
દેશીબદ્ધ ગૂજરાતીમાં સંસ્કૃતમાંથી ઉતારી પોતાની રસવૃત્તિનો વેગ
કૃતાર્થ કરે છે; ને આશ્રિત નાગર કવિ આશ્રયદાતાના પૂર્વજનાં પરાક્રમનું
યશોગાન ગાઈ હૃદય ઠાલવે છે. મધ્ય યુગના બીજા ગણાવવા જેવા
સમર્થ લેખક છે નહિ મોટા ભાગે સ્થૂલ ધર્મબુદ્ધિ તૃપ્ત કરવા મહા-
ભારત રામાયણનાં ન્હાના મોટાં આખ્યાનોનાં જોડકણાં જોડાયલાં
આ સમયમાં મળી આવે છે. અથવા તો સામાન્ય જનસમાજની
વિનોદવૃત્તિ સંતોષવા વાર્તાઓ ગદ્ય ને પદ્યમાં લખાયલી જોઈએ
છીએ. ભાલણસુત ઉદ્ધવ વાલ્મીકિના રામાયણનું પ્રતિબિંબ ઉતારે
છે. વીકાસુત નાકર પુરાણીના મુખે સંસ્કૃત કથા સાંભળી માણગોળા-
વાળા ઉપર ઉપકારને અર્થે પુણ્યબુદ્ધિથી ભારતનાં પર્વો ઘડે છે.
એ ધર્મમહિમા પાછળ બહુ કથાભટો એ યુગમાં મંડી પડે છે. વિષ્ણુદાસ,
શિવદાસ, દેવીદાસ, મુરારિ, શ્રીધર આદિક કથકોનાં
મધ્ય યુગનું ધર્મ આખ્યાનોની ને કથાઓની ધર્મમંદ નિઃસત્વ પ્રજામાં
મંદ મુસ્લાનુભવક પ્રવૃત્તિ પુષ્કળ થાય છે. બોરસદ પરગણાનો વસ્તો
સાહિત્ય. આખ્યાનશૈલીમાં વાર્તાની વિનોદશૈલી મેળવી શુક-
દેવ-આખ્યાન રચે છે. નાગર વચ્છરાજ જેને પ્રેમા-

નંદનો શિષ્ય વીરજી સુરેખાહરણના આરંભમાં સ્મરે છે, તે સ્ત્રી- ચરિત્રની વાર્તામાં બ્રહ્મજ્ઞાનનું ગૂઢ રૂપક સમાવે છે. જૈન યતિ નેમવિજય ધર્મ અને આચારના ઉપદેશ અર્થે અદ્ભુત કથનનો ઉપયોગ કરે છે. એ લેખોની કૃતાર્થતા જમાનાની જરૂરિયાતો પૂરી પાડવાની સાથે સાહિત્યદ્રક્ષનાં મૂળ સજીવન રાખવામાં સમાપ્ત થાય છે. સારસ્વત પ્રવાહ જે પંદરમા શતકમાં પવિત્ર દર્શન દેઈ સોળમા અને સત્તરમા શતકમાં સોસાઇ સોકાઇને ન છતો જેવો થઇ ગયો હતો, તે અઢારમા શતકમાં પાછો વિસ્તારથી જોસમરે પ્રગટ વહેવા માંડે છે. આદિકવિની રમદષ્ટિને તત્વદૃષ્ટિ વિભક્ત થઇ વ્યક્તિના પ્રતાપ- પ્રેમાનંદ અને અખામાં સંક્રાંત થઈ, એકે પોતાનું થી સજીવન રહેલા નવું જીવન પ્રેરનારી વાણીથી નૂતન રસિક મંડળ મૂળ નવપલ્લવ થવાં. ઉભું કર્યું અને તેમાં પોતે તારામંડળમાં ચંદ્રવત્ સુધા સીંચતો પ્રકાશ્યો. નાગર ગુરુથી ભાખા ભાક્તનો મંત્ર પામી પ્રવૃત્તિનાં પ્રચંડ આંદોલને તેણે સાહિત્યને અનેક દિશામાં અપૂર્વ વેગથી બહલાવ્યું, સંસારિક જીવોનાં પ્રપંચ અને ક્ષુદ્રતાથી સંસાર જેને નીરસ લાગ્યો હતો, એવો બીજો અકવિ મનાવામાં માન ગણતો જ્ઞાની કવિ નિઃસંગ રહી અચવ્યો રસ ચળવામાં ઉદ્યુક્ત રહ્યો. અઢારમા શતકમાં ભાલણના સાહિત્યરસિક શ્રોતાને સ્થાને વાર્તાના ચમત્કારના ભોગી શ્રોતાજ હતા. એમની રુચીને પોષનું વાર્તાસાહિત્ય જેનાં મૂળ નેમવિજય વચ્છરાજ વગેરેએ સજીવન રાખ્યાં હતાં, તે રખીદાસના સીંહજના ચોરામાં સાહિત્યના સુક- વિસ્તાર પામ્યું. ઓગણીસમું શતક શમયગ દુર્બળ વણામાં એક અ- સાહિત્યનું છે. તેમાં ઘણે ભાગે 'ભજનિયાં ને વૈરાગ્ય- મરવેલ. નાં પદ સાહિત્યની પાનખર ઋતુનાં શુષ્ક- પત્રવત્

જ્યાં ત્યાં પથરાય છે. દેશમાં અવ્યવસ્થા એક છેડેથી બીજે છેડે મચી રહે છે. અશાંતિને લીધે વ્યાપાર અટકી પડે છે. લડાયક ધાડાંના ત્રાસથી ખેતીવાડીને ભારે ધક્કો પહોંચે છે. ઉન્નત ભાવના સમર્પનારૂં ધર્મ ચૈતન્ય ઉપશાંત છે. ગુરૂકુળમાં કેળવણીનો પ્રચાર બંધ પડયો છે એવા સંકટના સમયમાં કરતાલ વગાડી ભજન કીર્તન ગાય આશ્વાસન આપનારા બુટિયો, નિરાંત ભગત, રણછોડ ભગત, તથા ઉત્સાહ અને પ્રવૃત્તિનાં મૂળ બાળી રાખનારા વૈરાગ્યનો બોધ આપનાર નિષ્કુલાનંદ, કેશવદાસ, અક્ષય ભુલાખીરામ જેવાની પદરચનાનોજ વિકાસ થવો શકય છે. સાહિત્યના આ સુકવણાંમાં એક જ વેલી નવપલ્લવ રહી નયનને અને હૃદયને ઠારે છે. તે નર્મદાને તટે ઉદ્ભવી છતાં અન્ય દેશકાળનું પાણી પી ફુલીફાલી જણાય છે. નરસિંહ, ભાલણ ને પ્રેમાનંદનો ઘટ પરિચય દયારામભાઇની વાણીમાં જોઇયે છિયે; પણ એ ફક્કડ કવિ કોઇનો દેવદાર રહ્યો નથી. અહેતાને નામે નવાં પદ જોડીને, ભાલણની દશમશીલાનો પોતાની વાણીમાં ઉદ્ધાર કરીને અને પ્રેમાનંદના ઓખાહરણમાં બારોબાર ઉમેરો કરીને દયારામે અણોઝણ વાળી દીધુ જણાય છે. મધ્યકાલીન સાહિત્યનું સંક્ષિપ્ત સમાલોચન અહિં પૂરું થાય છે. શુક્લપક્ષની અષ્ટમીએ ચંદ્રનું અર્ધું બિંબ તેની પુંજથી અજવાળીને સુધાથી સીંચી પ્રકૃતિદેવી બાળીના મડળની ઉજ્જવળ રૂપરેખા જ દોરે છે, તેમ આ સાહિત્યના સુધાનિધિના બિંબનું પ્રતિબિંબ પણ અહિં અપૂર્ણ જ દોર્યું છે. પહેલી પાંચ સદીનું સાહિત્ય સંપડાયું નથી–શોધાયું જ નથી. બીજી પંચશતીના પણ ઉત્તમોત્તમ ગ્રંથો હજુ પ્રકાશમાં આવવા બાકી છે. નરસિંહનો સહસ્રપદી રાસ પુરો ઉપલબ્ધ નથી ભાલણનું રામબાલચરિત ત્રુટિત જ મળ્યું છે. એનો દશમ સ્કંધ

પ્રકાશકની વાહ જુએ છે. પ્રેમાનંદના ત્રણ જ નાટકો છપાયાં છે. બીજાં આઠ ક્યાં છે? ક્યાં છે એનાં લાખ લાખ પુરનાં ત્રણ કાવ્યો? ક્યાં છે **પ્રથીરાજ રાસાને** ને ટંકાર મારતું વલ્લભે વખાણેલું કહેણ-ચરિત? એ વલ્લભનાં નવે રસનાં નોખાં નોખાં કાવ્યો પણ અધાં પ્રસિદ્ધ થયાં નથી. પિતાને પરિતોષ પમાડનારી કૃષ્ણવિષ્ટિ પણ શોધી કઢાઇ નથી ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં અત્યંત ઉપયોગી વલ્લભકૃત પ્રેમાનંદકથા પણ પ્રકાશમાં અણાઇ નથી. જેટલું સાહિત્ય બહાર પડ્યું છે, તે અપ્રસિદ્ધ સાહિત્યના મુકાબલામાં થોડું છતાંએ ભગરુરી ઉપજાવનારું છે. નરસિંહ મહેતાનાં ગોવિંદગમન, સુરતસંગ્રામ ને ચાતુરિમાપર્યંક હૃદ્ય ગાઢ પણ આદ્રાર્દ ભક્તિરસનાં પારદર્શક પડો ઉકેલે છે ભાલણની રામકૃષ્ણની બાળલીલામાં રસિક હૃદય વાત્સલ્ય ભાવની સુઘડતા જુએ છે. પદ્મનાભના પ્રબંધની કવિતા વાંચી ઉત્સાહશીલ હૃદય ઉછળ્યા વગર રહેતું નથી. ભાષાભક્ત પ્રેમાનંદની વાણીની તો વાત જ શી કહેવી? એના અભિમન્યુ આખ્યાનના વીરરસથી નાંદોર દરબારમાં રજપૂત સામંત વીરહાક કરી ઉઠયો હતો. એનાં નાટકો **સંસ્કૃત** નાટકોની સમોવડી કરે એવાં છે એનું માંધાતા આખ્યાન વાંચી ઠાવકા મનુષ્યને પણ હસવું દાબી રાખવું મુશ્કેલ પડે એમ છે. એના પુત્ર વલ્લભની વાણીનો ઓક કોઈ ઓરજ છે. પ્રેમાનંદના મંડળના વૃદ્ધ પ્રસાદકવિ દ્વારકાદાસનાં વચનો રોમેરોમ રસ ઉભરાવે છે. દયારામ આદિ શૃંગારી કવિની ગરમીઓ લાખોને અદ્યાપિ પણ ભક્તિમાં ને શૃંગારમાં લીન કરી નાંખે છે.

કાવ્યમાર્ગમાં જુનું સાહિત્ય યશસ્વી બન્યું છે ખરું પણ કાવ્ય

-- માં જ સાહિત્યની પરિસમાપ્તિ થતી નથી. કાવ્ય-

નૂતન સાહિત્યમાં સાહિત્યમાં પણ કાલિદાસની સુઘડતા અને શેલિ
પારસી, મુસલમા ટેનીસનની ઉન્નત પ્રતિભા, મિલ્ટનની પ્રૌઢતા અને
ન સહોદરની સ શેકસપીઅરની સર્વદેશી કુશળતા આવવી હજુ અપે-
ક્ષકારિતા અપે- ક્ષિત છે; તેની સાથે કળાવિધાન અને શૈલી પણ
ક્ષિત છે કેળવાય તે અપેક્ષિત છે એ સાહિત્ય કેવળ પુરાણ-
મૂલક છે, તે સંસારમૂલક થવું પણ ઇષ્ટ છે બીજા
સાહિત્યના માર્ગો તો ઘણે ભાગે અસ્પૃષ્ટ જ છે. કવિ નર્મદાશંકરના
સમયથી ગદ્ય કંઇક ખેડાવા લાગ્યું છે. ચરિત્રનિરૂપણ તરફ પણ કંઇક
લક્ષ દોરાયું છે. સંગીતકળા સંબંધી કંઇક કુતૂહળ ઉત્પન્ન થયું છે. પણ
હજુ કરવાનું બહુ છે. બંગાળી ને મરાઠી સાહિત્યના મુકાબલામાં
ગુજરાતી સાહિત્ય પછાત છે. એના સર્વદેશી વિકાસનો આધાર
ગૂર્જર ભૂમિના પુત્રો હોવાનું અભિમાન ધરાવનારા ઉપર છે. સાહિ-
ત્યના કાર્યક્ષેત્રમાં જાતિનો, જ્ઞાતિનો, ધર્મનો કે વર્ણનો ભેદ નથી. હીંદુ,
પારસી, મુસલમાન સર્વે જેમની જન્મભાષા ગુજરાતી છે, જેમના
શિક્ષણનો પાયો ગુજરાતીમાં નંખાયો છે ને જેમનો વ્યવહાર મોટભાગે
ગુજરાતીથી ચાલે છે, તે પછી પારસી હો હીંદુ હો કે મુસલમાન
હો, સૌએ સહોદર છે. બધાની ગુજરાતી સાહિત્યના ઉત્કર્ષમાં સહ-
કારિતા અપેક્ષિત છે. એક વખત સમશેર બજાવવા આગળ પડનાર
મુસલમાન ભાઇએ કલમપોશીમાં પાછળ પડવું યોગ્ય નથી. જૂની હીં-
દીના શણગાર રૂપ પદુમાપતિ નામે વાર્તાકાવ્યનો કર્તા મુસલમાન
જ છે. મુસલમાન રાજ્યકાળમાં ઉત્તર હિંદુસ્તાનમાં એવા મુસલમાન
કવિઓ અનેક થયા છે. હાલ પણ ઉત્તરમાં મુસલમાન શાયરો મશ-
હૂર છે. જો, આજ ઉત્તર હિંદુસ્તાનના મુસલમાનો હિંદીને આપે છે તે
લાભની ગુજરાતી ભાષા અહિંના મુસલમાન ભાઇઓ પાસેથી આશા

રાખે તે બરહક છે. હિંદુસ્તાનની ગાયનકળા મુસલમાન ઉસ્તાદોએ ખીલાવી સજીવન રાખી છે.

**સાહિત્યમાં ભાષાની વિશુદ્ધિ અને એકતા.**

એવી જ ઉસ્તાદી ગૂજરાતી સાહિત્ય ખીલાવવામાં આપણે તેમની માગિયે છિયે. આપણા ઉત્સાહી પારસી બંધુઓ તો સાહિત્યક્ષેત્રમાં આગળ જ છે. એમના અગ્રેસર લેખકોએ મરહૂમ કવિ દલપતરામે ગુર્જરી વાણીવિલાપમાં મુકેલું આળ ખોટું પાડયું છે. તેમ છતાં ઘણા મલબારી, ઘણા તારાપોરવાળા, ઘણા ખબરદાર, ઘણા વાયુચક્રશાસ્ત્ર ચર્ચનાર, ઘણા ઇરાન આદિની તવારીખ લખનાર, ઘણા આરોગ્ય અને વૈદક શાસ્ત્રનું ઉપયોગી જ્ઞાન ફેલાવનાર, ઘણા દેશ પરદેશના રમુજી એહવાલ આપનારની સાહિત્યોપાસક ટોળામા ભરતી કરવાને અને ભાષાની એકતા જાળવવાને જરૂર છે. પારસી ભાઇઓ ઇંગ્રેજીમાં કાબેલિયત મેળવવા જે મહેનત લે છે તે મુબારક છે. પણ તે મહેનતના ફળ રૂપ તેમના જ્ઞાનનો લાભ ગૂજરાતી બોલનારી સર્વ આલમ એક સરખી રીતે લઇ શકે એટલા માટે પારસી બોલીમાં નહિ પણ ગુજરાતી ભાષામાં તેમના હાથે ગ્રથો લખાવા ઇષ્ટ છે. અમુક ભાગની કે અમુક કોમની બોલીમાં ગ્રથ લખાવાથી ભાષાની વિશુદ્ધિ જળવાતી નથી, લેખક ટોળામાં ફુટ પડે છે, ને લેખનો લાભ સમસ્ત મંડળ લેઈ શકતું નથી. આથી સાહિત્યની ભાષાની એકતા અને વિશુદ્ધિ જાળવવા હમેશાં સુધરેલા દેશોમાં લેખકો પોતે જ ભાષા પ્રત્યેની પૂજ્ય બુદ્ધિથી, સાહિત્ય પ્રત્યેના ગૌરવથી, અને સ્વબંધુ પ્રત્યેના પ્રેમથી કાળજી રાખતા જોવામાં આવે છે. બ્રિટિશ દ્વીપોના એક ભાગનો હો કે બીજા ભાગનો, દેશી હો,

કે વિદેશી, યુરોપ કે અમેરિકાનો હો, એશિયા કે આસ્ટ્રેલિયાનો ગોરો હો કે કાળો, જે કોઇ લેખક અંગ્રેજીમાં જ ગ્રંથ લખવા પ્રવૃત્ત થાય છે તે (King's English) એટલે રાજરૂઢ ઈંગ્રેજીમાં જ લખે છે પારસી બોલી મુકી રૂઢ ગૂજરાતી ભાષા વાપરવી કંઇ પારસી ભાઇઓને મુશ્કેલ નથી. જે વાંચનમાળા હિંદુ મુસલમાનો શીખે છે, તે જ પારસીઓ શીખે છે. એ વાંચનમાળાથી સુરતી બોલીનું સુરતીપણું અને કાઠીયાવાડી બોલીનું કાઠીયાવાડીપણું ગયું છે. એ વાંચનમાળા-માંથી કેળવાયલા પારસીઓની પારસી બોલીનું પારસીપણું ઘણે ભાગે ઘસાયું છે. પારસીઓમાં મગરૂર થવા જેવું એ છે કે સ્ત્રીશિક્ષણનો બહુ સારો ફેલાવો છે. પારસી બાળકીઓ અને હિંદુ બાળકીઓ એક જ વાંચનમાળા વાંચે છે. આ જોતાં સામયિક અને જાયુ સાહિત્યમાં પારસી બોલીના આયુષનો વરતારો ટુંકો જણાય છે, પણ એ વરતારો સાચો પાડવાનું પારસી લેખક મંડળના હાથમાં છે. પારસી રોજીંદાં પત્રોના માલીકોના હાથમાં છે, જ્ઞાનપ્રસારક સભા જેવી સંસ્થાઓના હાથમાં છે. આશા છે કે કેળવાયલા ઉત્સાહી પારસી ભાઇઓ જમાનાના ઝોકને માન આપશે.

પારસી ભાઇઓ રૂઢ ગૂજરાતી ભાષા વાપરતા થાય, તેની સાથે ગૂજરાતી ભાઇઓએ પણ સાહિત્યની દિશામાં એક ધર્મરંગે રંગાયલા અગત્યનો ફેરફાર કરવાની જરૂર છે. કેવળ પૌરાણિક સાહિત્યનો સમય (Mythological) સાહિત્યને પડખે શુદ્ધ સંસારી ગયો છે. સાહિત્ય સૌએ ખેડવું જોઇએ, જેમાં પૌરાણિક કથાઓથી અજાણ્યા પારસી અને મુસલમાન ભાઇઓ સરખો આનંદ લેઇ શકે. આની શરૂઆત થઇ ચુકી છે. કેવળ ધર્મના રંગે રંગાયલા સાહિત્યનો સમય વીત્યો છે. એક સમય એવો હતો

કે જ્યારે સર્વ ઉપદેશ સર્વ જ્ઞાન આપવાનું દ્વાર ધર્મ હતો, પ્રતીતિ શ્રદ્ધા ને પ્રીતિ ઉપજાવનારો માર્ગ દેવકથા હતી, રુચિ અને આદર પ્રગટાવવાનો પ્રકાર અદ્‌ભુતકથન હતું. સમયબળને અનુસરી આરોગ્ય-સંરક્ષણાર્થે સ્નાન શૌચાદિના સામાન્ય નિયમ ધર્મનું અંગ બન્યા; દેશાટનનો લાભ આપનારું તીર્થ માહાત્મ્ય શત શાખાએ વિસ્તર્યું; નીતિનો બોધ દેનારાં અનેક અદ્‌ભુત ઉપાખ્યાનો ઉદ્‌ભવ્યાં; અને જ્ઞાન અને નિર્વાણનો માર્ગ સર્વને માટે ખુલ્લો મૂકનાર ઐતિહાસિક બુદ્ધ ભગવાન ઈશ્વરાવતાર બન્યા. એ જમાનો આજ નથી. જુના જમાનાએ શીવવતીના રાસને અને રોપટસિંકાને જન્મ આપ્યો, તો નવો જમાનો સરસ્વતીચંદ્રને અને કાન્તાને જન્મ આપે છે. ભૂતકાળમાં વ્યક્તિની સ્તુતિના રાસા અને પ્રબંધો રચાતા, તો વર્તમાનકાળમાં સામાજીક સ્થિતિના ઇતિહાસ લખાય છે. પ્રાચીન યુગમા ધર્મના સંગ્રહાર્થે સાધુઓના મહાન્ મંથો મળતા, ત્યારે અર્વાચીન સમયમાં નાગરીપ્રચારિણી સભા, એકલિપિપ્રચારિણી પરિષદ, સાહિત્યપરિષદ્ જેવા મંડળ, ભિન્ન ભિન્ન ભાષાના સાહિત્ય સર્વમાન્ય કરવા, પોતાનું ભૂતપૂર્વ સાહિત્ય સંગ્રહવા, પ્રવર્તમાન સાહિત્યનો સર્વતોમુખ વિકાસ સાધવા સ્થળે સ્થળે મળે છે.

આવા મેળાવડાનું સાર્થક્ય ક્યારે કે જ્યારે આશ્વિનોએ ચ્યવન
ભાર્ગવમા નવુ જીવન પ્રેર્યું હતું તેવુ નવુ જીવન વૃદ્ધોમાં
પૂર્વનું ઉત્તેજક અને પ્રેરાય, અને રાજર્ષિ વિશ્વામિત્રના સાહચર્યમાં રામ
પશ્ચિમનુ પોષક લક્ષ્મણું જેમ વીરચર્યામાં ઉદ્યુક્ત થયા તેમ યુવકો
સાહિત્ય પોતાનું પરાક્રમ પ્રકાશવા પગભર થાય. આરંભ
મહાન છે. ખંડેર ફરી વસાવવાના છે, ઉજ્જડ પ્રદેશ
આબાદ કરવાનો છે, નવાં થાણાં નાંખવાનાં છે, આપણને સુગળાવી

નાંખતી આલંકારિકોની કીલેબંદી આપણે તોડી પાડવાની છે, સાહિત્યના ઉદ્યાનમાં જડ નાંખી વધેલા નિંદ્ય રોપાઓ નીંદી કાઢવાના છે, ભયંકર પ્રાણીની આશ્રયભૂત ઝાડી સાફ કરવાની છે, તૃષા છીપાવનારાં જળાશયો ખણવાનાં છે, આબાદી વધારનારી ન્હેરો ખોદવાની છે, કિંપજનની આપત્તે સરળ કરનારા માર્ગો ઉઘાડવાના છે. આ કામમાં આપણા પૂર્વજો પીઠ પુરી રહ્યા છે. કાવ્યક્ષેત્રમાં નવો વિજય મેળવવાને આદિકવિ વાલ્મીકિ આપણને કોકિલકંઠથી તેડે છે. આર્થિક વિદ્યાઓને પુનરુજ્જીવન આપવાને આરણ્યક પાલકાપ્ય હસ્તીના નિર્ઘોષથી પુકારે છે. સુકુમાર કળાઓને ખીલવવાને વીણા સારતા નારદ સાથે નાટ્યમુનિ ભરત મંત્રણા કરે છે. રસાયનાદિક વિદ્યાનો રાગ જગાડવાને વીતરાગ નાગાર્જુન પ્રબોધે છે. સાહિત્યના રાજ્યનો વિસ્તાર કરવાના પ્રયાસમાં સહાયભૂત થવા અનેક અક્ષરદેહધારી સાહિત્યવીરો બ્યૂહબદ્ધ આપણી પીઠે તત્પર ઉભા છે, જેઓમાં આપણા આજી પ્રમુખ ભાગ મુકાની મોખરે આવી ઉત્સાહપૂર્ણ મુખમુદ્રાથી આપણને ઉત્તજે છે. વળી આ તરફ આપણા મહાન રાજકર્તા આપણને આગળ દોરવા સન્મુખ તૈયાર છે. બેકન ને સ્પેન્સરની સરદારી નીચે તત્ત્વક્ષેત્રમાં ઘુમો. શેક્સપીયર, મિલ્ટન અને ટેનીસનની સહાયતાથી કાવ્યક્ષેત્રમાં આગળ ધસો, પોપ, ગ્રિમ અને મેક્સમુલરના અગ્રેસરપણામાં શબ્દવિદ્યા અને પૌરાણવિદ્યાના અજાણ્યા પ્રદેશ સર કરો. આ અને બીજા વિષય હાથ કરવામાં સાહાય્ય આપવા પાશ્ચમના વીરોની સેનાઓ સજ્જ જ છે. વિજય મેળવવામાં કોઇનો પ્રતિરોધ નથી. પ્રતિરોધક કહીયે, તો તે આપણું આલસ્ય જ છે, આપણો પ્રમાદ જ છે, આપણી કર્તવ્યવિમુખતા જ છે, આપણી હૃદયભીરુતા જ છે, આપણો અનુત્સાહ જ છે. આલસ્ય મર-

ડો માં, આલસ્યને જ મરડી નાખો. પ્રમાદ ખાઓ માં, પ્રમાદને જ
ખાઇ જાઓ. પ્રવૃત્તિધર્મની ભગવદ્‌ગીતોપનિષદ્‌નો નિત્ય પાઠ જયાં
થાય છે, ત્યાં અનુત્સાહ કયાંથી, હૃદયભીરુતા શી, કર્તવ્યવિમુખતા
કેવી ? જેના મનમાં રાષ્ટ્રને પ્રબોધવાની ઉર્મિ છે, તેને ઉંઘવાનું નથી;
જેના મગજમાં કંઇ નવું ઉત્કર્ષક કહેવાની પ્રેરણા છે, તેને મૌન
ધારવાનું નથી; જેની પ્રતિભામાં વીજળિક શક્તિના અંશ ઝણઝણે
છે, તેને જડવત્ બેસી રહેવાનું નથી. આપણામાં સમર્થ નરનો તોટો
ન હોવો જોઇયે. પ્રતિવર્ષ આપણા શારદાપીઠમાંથી પદવીધારી નરો
સંખ્યાબંધ બહાર પડે છે. આ આપણા વીરો શું
આપણા શારદા- નિર્વીર્ય છે ? નહિ જ નહિ. ત્યારે શું એમ છે કે
પીઠના પદવીધારી કોઇ પૂછે તો જ સહદેવ જોશીની પેઠે તેમનાં જ્ઞાનનો
નરો. તેઓ આપણને લાભ આપે ? ના ના, તેમ
ન હોય. ત્યારે તો એક જ દિશામાં તર્ક દોડે છે
સીતાજીની ભાળ કાઢવા નીકળેલા મહાવીરો અરણ્ય ને પર્વત ઓ-
ળંગતા ઓળંગતા દક્ષિણ મહાસમુદ્રને તીરે જઇ પહોંચ્યા, ત્યારે નલ
નીલ સાથે હનુમાન પણ શોચ કરવા લાગ્યા કે હવે શું કરવું ?
આ મહાસમુદ્ર શે ઓળંગાય ? તે ક્ષણે વિચક્ષણ જાંબવાને મારુતિ-
ને તેમના સામર્થ્યનું સ્મરણ કરાવી ઉત્સાહપૂરતાં વચનથી કહ્યું કે
" કપિરાજ ! તમે પણ આમ શોચ કાં કરો છો ! તમારે તો આ
આ મહાસમુદ્ર ગોષ્પદ માત્ર છે." આવી કોઇ જાતની સ્મૃતિ આપણા
શારદાપીઠના વીરોને આપવાની જરૂર હોય તો કોણ જાણે !
એમનામાં નિગૂઢ સામર્થ્ય છે. એઓ ચાહે તો, એક વખત મહાન્
શંકરાચાર્યે આકાશમાર્ગે ચાલી જતી સરસ્વતીને યોગબળે આકર્ષ્યાનું
કહેવાય છે, તેવી રીતે આ વીરો પણ દ્વીપાંતરમાં જઈ વસેલી સર-

–સ્વતીને અને તેની પૂઠે લક્ષ્મીને પણ એમની વિદ્યાના બળે આકર્ષી લાવે. જે પશ્ચિમમાં છે ને પૂર્વમાં નથી, એવું કેટલું બધું તેઓ અહિં વસાવી શકે એમ છે? બાળશિક્ષણ, સાર્વજનિક આરોગ્ય, પ્રતિનિધિ-સત્તાક રાજ્ય આદિ ખાસ પશ્ચિમના જ કહેવાતા વિષયમાં કેટલું ઉપયોગી જ્ઞાન આપવાનું તેમને સહજ છે? પશ્ચિમના જનસમાજમાં ઉદ્ભવ પામેલી હિતકારક યોજનાઓ આ દેશના જનસમાજને અનુ-કૂળ કરવાનું એમના અવલોકન અને અનુભવની સત્તાની બહાર નથી. રસાયનવિદ્યાનો ઉપયોગ અપવાદભૂત પ્રો. ત્રિભોવનદાસ કલ્યાણદાસ ગજ્જર અને તેમના શિષ્યો સિવાય કેટલાએ ઔદ્યોગિક અભિવૃદ્ધિમાં કર્યો? પ્રાચીન મહાકવિની સૃષ્ટિના ભવ્ય ચિત્રોનો ઉપયોગ સદ્ગત ચિત્રકાર રવિવર્મા સિવાય કેટલાએ હૃદયદ્રાવક ચિત્રકળાની ખીલવ-ણીમાં કર્યો? મિલ, ફોસેટ ને સિજવિકના લેખનું રટણ કરી મી. રાનડે કે સર ફીરોજશાહ, ઓ. બી. ગોકળદાસ કે મી. ગોખલે જેવા અથવા તો દિ. બા. અંબાલાલ સાકરલાલ દેસાઇ કે ઓ. બી. ચિમનલાલ હરિલાલ સેતલવાડ જેવા આર્થિક પ્રશ્નોના ચિંતક કેટલા ઉભા થયા? ઇંગ્રેજીનો અક્ષર પણ ન ભણનાર સદ્ગત ભગવાનલાલ ઇંદ્રજી શોધખોળમાં યુરોપિયન શોધકોની બરોબરી કરે, એક પરીક્ષા પસાર ન કરનાર રા. બ. રણછોડલાલ છોટાલાલ સી. આઇ. ઇ. શહેરસુધારાના અટપટા સવાલોનો નિર્ણય આણે, મધ્યમ દરજ્જાની કેળવણી ધરાવનાર સદ્ગત દી. બા. મણિભાઈ જશભાઈ ઓફિસર-ગીરીનો વિરલ દાખલો લે, અને આપણા પદવીધારી બંધુઓ તેમાં ચંચુ-પાત પણ ન કરે એમ કાંઇ હોય? સદ્ગત રા. સા. મહિપતરામ રૂપરામ નીલકંઠ હરકોઇને જેવું આવડે તેવું લખવાને પ્રેરતા. તેમને કોઇ ન આવડવાનું નામ દેતું તો તેઓ ખાર લઇને કહેતા કે, "ન

કેમ આવડે ? લખો એટલે આવડશે." માટે આ બંધુઓ પ્રત્યે એટલું જ કહેવું તે કે શરમાઓ નહિં, સંકોચ ખાઓ નહિં, પોતાને તુચ્છ લેખો નહિ. તમારી પાસે મૂલ ન થાય એવું ધન છે. તમે તેને અનુભવથી ઓપાવો; તમે તેને અવલોકનથી ખીલાવો; તમે તેને ઉપયોગથી બહલાવો; ને પછી એ ધન તમે તમારા ઓછા ભાગ્યશાળી અશિક્ષિત અથવા અલ્પશિક્ષિત બંધુઓને આવકારદાયક થાય એવા રૂપમા આપો. આપણું લખાણુ નામ અમર કરે એવુ ન હોય તેની પરવા નહિં. કીર્તિ એ પ્રવૃત્તિનું પ્રવર્તક તત્ત્વ નથી, પ્રવર્તક તો કર્તવ્ય છે. **કર્તવ્યની પરિસમાપ્તિ કર્તવ્યમાં** જ છે; તેનો કર્તવ્યથી ભિન્ન અન્ય ઉદ્દેશ છે નહિ. માતપિતા સંતાનને ઉછેરે છે, રાજા પ્રજાને પાળે પોષે છે, શ્રીમાન અનાથની સંભાળ લે છે, શેરીમાં રમતા ન્હાના બાળકને રસ્તે જનાર ગાડીઘોડાના ઝપાટામાંથી ઉગારી લે છે, ને નદીમાં તણાતાને તરી જાણનાર તારે છે-એ પ્રત્યેકનું પોતાનું કર્તવ્ય છે, તે કરે છે. કરનાર સ્વધર્મ બજાવે છે એ જ એનું ગૌરવ છે, ન કરનાર સ્વધર્મમાં ચુકે છે તે દોષપાત્ર થાય છે.

પદવીધારી સુશિક્ષિત પુરુષો મોટા શહેરોમા વહેંચાયલા છે, પણ શિક્ષણશાસ્ત્ર ને શિક્ષણકળાના પ્રમાણપત્ર ધારણ કરનારા

આપણા શિક્ષિત-મહેતાજીઓ

ગૂજરાતી મહેતાજીઓ બધા દેશમાં ફેલાઇ ગયેલા છે. તેમનો અવકાશનો સમય જે તેમને ગામડામા ભારે પડતો થઇ પડે છે ને જે તેઓ હવકી ખટપટ કે તુચ્છ કારભારમાં ગૂમાવે છે, તેનો તેમના પોતાના હિતને માટે સદુપયોગ કરવા ધારે, તો અનેક માર્ગ છે. જૂના સાહિત્યનો સંગ્રહ કરવાની, સમાજના આચાર વિચારનું અધ્યયન કરવાની, મનુષ્યકુદરતી ખાસિયતનુ અવલોકન કરવાની, જે મડળમાં તેમનું જીવન નિર્માયું

છે તેમને જ્ઞાન અને સાહિત્યનો રસ લગાડવાની, તેમની વૃત્તિઓ કેળવવાની, તેમને ઉચ્ચ ભાવનાઓ અર્પવાની, અને તેમને સર્વ પ્રકારે પોતાની વિદ્યાનો, શક્તિનો અને સહૃદયતાનો લાભ આપવાની તેઓ અસાધારણ અનુકૂળતા ધરાવે છે. બાળકેળવણી એ તો તેઓ જે વેતન ખાય તેનો બદલો છે. જનસમાજના શિક્ષિત સામાજીક તરીકેના નિજ કર્તવ્યનો તેમાં સમાસ થઇ જતો નથી. કુટુંબમાં રહી કૌટુંબિકોની ઉપેક્ષા કરે તે સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે, તેવી રીતે સમાજમાં રહી સામાજીક બંધુઓ પ્રત્યે બંધુકૃત્યમાં જે પ્રમાદ કરે છે તે જનસમાજનો દેવાદાર રહે છે અને સર્વ સમાજના પરમ અધ્યક્ષ જગદીશ્વરનો અપરાધી બને છે. જનસમાજ એક સહકારી સંસ્થા છે. એ સંસ્થાના સહકારધર્મથી શિક્ષિત સુશિક્ષિત, સાધનસંપન્ન ને

**સાધનસંપન્ન બંધુઓ અને સાહિત્યપોષકની યોજના.**

સાધનરહિત એક સરખા બંધાયલા છે. સ્વાગતમંડળના ઇતિહાસરસિક અધ્યક્ષ શેઠ પુરૂષોત્તમ વિશ્રામ માવજી શોધખોળમાં અને ઐતિહાસિક સંગ્રહમાં પોતાની સમૃદ્ધિનો સદુપયોગ કરી રહ્યા છે. શેઠ ગોકળદાસ તેજપાળ, શેઠ મંગળદાસ નથુભાઇ, શેઠ પ્રેમચંદ રાયચંદ, સર જમશેદજી જીજીભાઇ, સર કાવસજી જહાંગિરજી, શેઠ જમશેદજી નસરવાનજી તાતા વિગેરે મુંબઇના ધનાઢ્ય ગૃહસ્થોની ઉદારતાની પિછાન આપવી તે સૂર્યચંદ્રને ઓળખાવવા જેવું ગણાય તેમણે કેળવણીની અભિવૃદ્ધિ માટે બહુ કર્યું છે. પણ સાહિત્યની સેવામાં પોતાનું સર્વ ધન સમર્પનાર ને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને છેવટની વારસદાર ઠરાવી જનાર તો સુરતના સદ્દગત શેઠ હરિભક્તિદાસ બાળગોવિંદદાસ જ છે. સાધનરહિત બંધુઓને માટે સાધનસંપન્ન ગૃહસ્થો પુસ્તકશાળા ને વાંચનશાળા ઉઘાડે છે. તેને

માટે તેમને અભિવંદન આપવું ઘટે છે. તેની સાથે પુસ્તકસંગ્રહ મૂલ્યવાન બનાવવા અને વાંચનશાળાનું વાંચન વજનદાર કરવા સાહિત્યને ઉત્તેજન આપવા સંયુક્ત ભંડોળ ઉભું કરવાની તેમને વિનંતિ છે. ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની પ્રવૃત્તિ તેના બંધારણને લીધે એકદેશી છે. ફાર્બસ સભાની પ્રવૃત્તિની દિશા કંઇ ભિન્ન છે; પરંતુ તે પણ સર્વતોમુખ નથી. સાહિત્યસભામાં ઉત્સાહ છે ત્યારે સાધન નથી. આ ખોટ પુરી પાડવા સર્વતોમુખ ઉત્તેજન આપનારૂં સાધનસંપન્ન સાહિત્યપીઠ સ્થાપવાની જરૂર છે. જે વિશુદ્ધ ભાવનાવાળું અને ઉપયોગી જ્ઞાનવાળું અલ્પમૂલ્ય સાહિત્ય એકે એક ગામ જ્યાં ગુજરાતી નિશાળ હોય ત્યાં મફત છુટથી વહેંચી સાહિત્યની ગંગા આંગણે વહેતી કરે, જે વધારે મૂલ્યનાં પુસ્તકોની અવેતન જંગમ પુસ્તકશાળા (Free circulating libraries) સ્થાપી સંગીન જ્ઞાનનો પ્રસાર કરે, જે ભાષણોથી ને નિબંધોથી લોકોનાં હૃદય કેળવે અને સત્પ્રવૃત્તિ ને સદુદ્યોગ જાગૃત કરે, જે સ્વકાર્યરસિક પગારદાર પુરુષોદ્વારા શોધખોળ ચલાવે; ટુંકામાં સાહિત્યનું સંગ્રાહક, સંરક્ષક, સંવર્ધક પ્રચારક અને વ્યાપક મંડળ નીવડે, આવા સાહિત્યપીઠની સ્થાપના લક્ષ્મીના વિશ્રામભૂત ઉત્તમ પુરુષોના હાથમાં છે.

વાચક વર્ગે તરફથી સાહિત્યને આવકારની જરૂર છે.

સાધનરહિત બંધુઓ પણ સાહિત્યની વૃદ્ધિને માટે બહુ કરી શકે એમ છે. જેમને અક્ષરજ્ઞાન છે તેઓ સારૂં સાહિત્ય વાંચે, તે પણ સાહિત્યની એક અંશે કૃતાર્થતા છે; સારાં ભાષણોને અને સારા લેખોને આવકાર આપે, તે પણ તેની કદર છે; બુદ્ધિનો ઉપયોગ કરી સારા નરસાનો વિવેક કરે, તે પણ ઉત્તેજન છે. આટલું કરે તો વાંચનાર ક્યાં છે, સાંભળનાર ક્યાં છે, સમજ-

નાર ક્યાં છે, કદર બુઝનાર ક્યાં છે એ જે ફરિયાદ ઉઠાવવામાં આવે છે, તે દૂર થાય.

સમષ્ટિશ્રેય માટે વ્યષ્ટિપ્રવૃત્તિ.

આ રીતે સાહિત્યની અભિવૃદ્ધિમાં સર્વની પ્રવૃત્તિને સ્થાન મળે છે. સાહિત્યના ક્ષેત્રમાં કોઇનો બહિષ્કાર નથી. સર્વનો સહકારી ઉદ્યોગ સ્વીકાર્યો છે સત્સંગીનું મંદિર જ્યારે બંધાય છે, ત્યારે કોઇ સત્સંગી ઇંટો ઉપાડી કે તગારાં વહી શરીર વહેવરાવે છે; કોઇ સત્સંગી પત્થર ઘડે છે, વ્હેરે છે કે કોરે છે; કોઇ ઇમારત આંકે છે, તો કોઇ પાયા ખોદે છે, કોઇ ચણતર ચણે છે તો કોઇ ચિત્રનું કામ કરે છે, કોઇ સર્વના ઉપર દેખરેખનો ભાર ઉપાડે છે, તો કોઇ ખરચનો ભાર માથે લે છે. સર્વ પોત પોતાના ગજા પ્રમાણે કાર્યભાગ બજાવી ઉત્સાહ પ્રદર્શિત કરે છે. એ ન્હાના મોટા સૌ એ પુણ્યના સરખા અધિકારી છે. સર્વ કર્મના સાક્ષી પરમપુરુષની દૃષ્ટિમાં સૌનો પ્રયાસ સરખો આવકાર પામે છે. એ કર્મકાર, એ શિલ્પી, એ સૂત્રધાર, એ સમવેક્ષક, એ ધનદાતા, સંસારી બાળા કે સાધુ સૌ આ મહાન કાર્યમાં પોતાના વ્યષ્ટિજીવનને સમષ્ટિજીવનમાં હોમે છે. આવી સ્વધર્મપરતા, આવી સમષ્ટિશ્રેયની ભાવના આપણું સાહિત્યમંદિર બાંધવાને અસ્મત્ની-ના સત્સંગીઓમાં ઇષ્ટ છે. કાર્યક્ષેત્ર ક્યાં ન્હાનું છે ! સૌને પોતપોતાની યોગ્યતા અનુસાર પ્રવૃત્તિના અનેક માર્ગો ખુલ્લા છે. સ્વલક્ષણવતી કવિતા રચવાની પ્રતિભા ધરાવનાર કવિને ઘણા પ્રદેશ અસ્પૃષ્ટ છે; તેમાં જ તે ઘૂમે એમાં સાહિત્યને લાભ છે. જેનાથી સ્વતંત્ર લેખ નથી લખાતો, તેને માટે બીજી ભાષામાંથી અનુવાદનો માર્ગ ઉઘાડો છે. કેવળ સ્વભાષાનિષ્ઠને સ્વભાષામાં ઘણુંએ કરવાનું છે. અનેક પુસ્તકો ઉધઇ ખાય છે, અથવા પટારામાં કે પોથીમાં અંધારા-

માં પડ્યા છે. તેમનો ઉદ્ધાર કરવાનો છે. લોકગીત, લોકવાર્તા, રામા ને પવાડા, શિક્કા ને શાસનપત્ર, શિલાલેખો ને પાળિયા, વહી ને દસ્તાવેજો, સંગ્રહનારાના પ્રયત્નની વાટ જુએ છે. હૃદયચક્ષુથી જોનારને લોકના રીત રીવાજો, વહેમો અને રૂઢ સંસ્કારો અવલોકન માટે તૈયાર છે. વિદ્યાના રસિકને ન્હાનાં ન્હાનાં પ્રદર્શનો માટે સાધનો ચોતરફ વેરાયલા છે. પ્રતિમાવિધાન, ચિત્રવિધાન, સંગીતપરિચય આદિ અનેક કળાઓનો નિરાતે એકાંતમા અભ્યાસ થઇ શકે એમ છે. સરસ્વતીની સેવાના માર્ગ અનેક છે, જ્યારે દેવપૂજનના પ્રકાર આઠ જ છે. એક એક માર્ગ અનેક ઉપાસકોને યાવજ્જીવ વ્યાપૃત રાખે એવો વિશાળ છે. શ્રદ્ધાળુ સેવકોના લખલૂટ ધર્મદાયનું શ્રીજીના મુખવાસનું તાબૂલ બને છે, તેમ પણ છે; ને વિદુરની ભાજી તથા સુદામાના તાદૂલ પણ ભગવાનને બહુ પ્રિય છે, તેમ પણ છે. સરસ્વતીજીને પણ સર્વ ઉપાસકોની ખરા હૃદયની સેવા સ્વીકાર્ય છે.

અસત્પ્રવૃત્તિ ને તામસીવૃત્તિ અનિષ્ટ છે

આ મહાન ઉદ્યોગમાં સંભાળવાનું એક જ છે. અસત્પ્રવૃત્તિ સાહિત્યમાં વર્જ્ય છે, તામસી વૃત્તિ અનિષ્ટ છે, માટે આ પ્રવૃત્તિનય મેમારના સ્વામીનો અનુગ્રહ પ્રર્થી તે પ્રવૃત્તિના પ્રેરકને પ્રાર્થના એટલી જ છે કે,

असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय । ओम् शांति· शाति शांति· ।

# પરિશિષ્ટ

## રા. રા. કેશવલાલભાઇના ભાષણમાંના પ્રાકૃતનું ભાષાન્તર.

### પૃષ્ઠ ૩૬-૩૭.

જેને ગોખ ને જાળિયાં છે એવા ઘર (विश्राम) ને લગતો નળનો જળક્રીડા કરવાને (खेलन) કુંડ (वापि) છે. તેનું સુંદર જળ કસ્તૂરી (मृगमद) અને બરાસકપૂરથી તર કરવામાં આવે છે.

નવતર પ્રકારે જેમણે શરીર શણગાર્યાં છે એવી સુંદરીઓ ખૂબ ક્રીડા કરે છે. તેઓ ચોળી શોભાવવાને માટે (चेलि) ચંદનનાં કચોલાં ભરે છે.

તે સમયે, કામી જનના મનનું જીવન જે રાજા કામદેવ, તે સોહામણા વનમાં અને નગરમાં રંગભેર અભગ રાજ્ય કરે છે.

કામદેવ [કેસુડાના] ફૂલનું ધનુષ અને ભમરની હારની પણછ કરે છે. બાણ મારવાની ચાલાકી (लाघव) ને લીધે લક્ષ્ય [વીંધવામાં] ચૂકતો નથી. તે કુમળાં [ફૂલનાં] બાણ મૂકયો જ જાય છે.

એ રીતે કામની ઉદ્દીપન સામગ્રી (रिद्धि) જોઇને, કિંનરના જેવા કંઠવાળી રૂસણું લઇ બેઠેલી સ્ત્રી, નેહઘેલી બની માનની આંટી (गंठि) મકી દે છે.

કેસુડાની ઘણી વાંકી કળી તે જાણે કામદેવની આંકડી-અંકોડી છે. તેના વડે જ તે વિરહિણીનાં કાળજાં આ (वसंत) ઋતુમાં ખેંચી કાઢે છે.

હે સોળ કળાએ સંપૂર્ણ ચંદ્ર! તું સહીને (सहीरि) શા માટે

સંતાપ ઉપજાવે છે ? હે ભાઈ (भ्या)! [સ્ત્રીહત્યાના] પાપથી કે કલંકથી ડરી અગળાનો જીવ લે મા.

બ્હેનો! કામદેવ રાતદહાડો મનને મથી નાખતો અટકતો નથી. એ અમને કોઇ ઓરજ પ્રકારે (अनौपम) સોમે છે અરે! એ વેરણ રાતને લાંબી કરી મૂકે છે.

તેના (तेइ) સર્વ વિરહનો અંત આવે છે તે [પતિના] હાથનો (करलउ) કાગળ જુએ છે. [તેથી] તે [શુભ શુકન આપનાર] કાગડાના ગુણ વખાણે છે, [અને કહે છે કે] અરે બાપ! તું ખસુમ જગન મૂકી દે [ને અહિં સુખે રહે]!

હે કમળ! (તે સ્ત્રીના) મ્હોં આગળ તું મલીન જણાય છે. જા, જા, પાણીમા ન્હાઈ આવ (મ્હોં ધોઈ આવ). અરે દાડિમ! તું (એ સ્ત્રીના) મ્હોંમાના દાંતને તારાં બીજ (દાણા) દેખાડ માં.

---

પૃષ્ઠ ૩૮–૩૯.

મુંજ કહે છે—હે મૃણાલવતી! જોબન ગયું તેને માટે ઝુર માં (શોક ન કર) જો સાકરના સો કકડા થાય, તોયે તે ચૂરીચુરી થયેલી પણ મીઠી લાગે છે

મુંજ કહે છે—હે મૃણાલવતી! જે મતિ પછીથી સાંપડે છે તે જો પહેલી સાંપડી હોય તો કોઇ વિઘ્ન વેડે નહિ.

અરે મુંજ! તું ઓળી તુટીનેજ કેમ ન મુઓ? તું (બળીને) રાખોડીનો ઢગલો જ કેમ ન થયો! જેમ માકડું (નચાવાય છે) તેમ તું ઘેર ઘેર નચાવવામા આવે છે!

સાગર (સરખી) ખાઇ હતી, લંકા (સરખો) ગઢ હતો ને રાવણ રાજા (સરખો) ગઢવી (ગઢરક્ષક, દુર્ગપાલ) હતો. (પણ) ભાગ્યના ક્ષયે સઉ ભાગી (બરબાદ થઇ) ગયું. (માટે) હે મુંજ! તું વિષાદ (અફસોસ) કર માં.

---

અરે હિણા ડુંગર (गहुआ) ગિરનાર! તેં મનમાં (એવો તે) દ્વેષ કેવો ધર્યો છે કે રાખેંગાર મરાતા છતાં (मारीतां) એક પણ શિખર તારૂં તુટી પડયું નહિ?

અરે રાજા જયસિંહ (जेसल)! તું (મને) વળી વળી બળાત્કારે (मोडी) લેઇ જા માં. (તેમ કરવામાં માત્ર) માઠું (विरूउ) જ થશે નવઘન (સુંદર મેઘ) વિના જેમ નદી નવા વહેણે વહેતી નથી, તેમ આ (રાણકદેવી પણ) નવા વહને આદરનાર નથી.

વઢવાણ વટાવાતું (वाटीतउ) વીમારતાં વીસ રાતું નથી. [તેની પાસે વહેનારા] હે ભોગાવા! [આ મારા] સોના સમા પ્રાણ તારાજ વડે [तइं] ભોગવાઓ!

જ્યારે [जइआ] એક ધડ છતાં દશ મ્હોનો રાવણ જનમ્યો (जायउ) ત્યારે જનની ચિંતવે છે કે [આના] કયા મ્હોને ક્ષીર [દુધ] પાઉં?

દિગંબરરૂપ [સ્થિતિ જેની છે એવો] આ જનમ ફુગી પડયો [गउ]! ન મેં સુભટનાં ખડ્ગ ભાગ્યાં, ન મેં તીખાંતુરંગ માણ્યાં, ન કે મેં ગોરીના ગળે બાથ ભીડાવી.

દીકરી [धी] દીકરા ને પત્ની [कलत्त] ને શું કરશો? ખેતી [करसण] વાડીને શું કરશો? આવવું (તેમ) જવું એકલા જ છે, ને તે પણ બંને હાથ ખંખેરીને [झाडि].

---

પૃષ્ઠ ૩૯-૪૦-૪૧.

વાયસ (કાગડો) ઉડાવતાં [સ્ત્રીએ] એકાએક (सहसत्ति) પિયુ પ્રવાસથી આવી પહોંચેલો જોયો; [એટલે એમ થયું કે] અર્ધાં બલોયાં ભોંય [સૂકાયેલાં કાંડાંથી] નીકળી-પડયાં ને અર્ધાં તડાક કરીને (ફુલતાં કાંડે જ) ફુટી ગયાં!

[બાપુ] હૈયડા! તડાક કરીને ફૂટી જા, કાલક્ષેપ (વાર) શા માટે [કરે છે]? હું જોઉં તો ખરી કે ભૂંડો વિધાતા સેંકડો દુઃખ (નો ભાર) તારા વિના [पइंचिणु] કહિં મૂકે છે?

બધો એ સંસાર વડાઈ (वड्डत्तण) માટે (तणेण) તરફડિયાં મારે છેઃ પણ વડપણ તો હાથ મોકળો રાખ્યાથી પમાય છે.

હે દૂતી! જો એ ઘેર આવતો નથી, તો તેમાં તારૂં મ્હો સું શા માટે નીચું નામે છે? તું જે મારી સખી તેનું વચન જે ઉથાપે છે (खण्डइ) એ (આજથી) મારો પિયુ ન હોય.

જો તે [ખરા] સ્નેહવાળો [હશે] તો મુઇ હશે; જો જીવતી હશે, તો નિઃસ્નેહ જ [હશે]. બે એ પ્રકારે ધણિયાણી (धण) મેં [તારે લીધે] ખોઇ જ. અરે ખળ મેહ! તું કાં ગાજ્યા કરે છે?

સુઆ (हयास) બપૈયા! જળે તારી અને વ્હાલાએ મારી બન્નેએ [બન્નેની] આશા પૂરી નહિ. [હવે] પિઉ પિઉ બચ્ચીને [તું] કેટલું રડીશ?

હૈયામાં ગોરી ખટકે છે ને ગગનમાં મેહુલો ધુરકે છે. વરસાતની ઋતુમાં એવું વસમું સંકટ પ્રવાસીઓને થઇ પડે છે.

સાગરનું તેટતેટલું પાણી છે [ને] તેટતેટલો વિસ્તાર છે. પરંતુ તરસ નિવારનારૂં પળીભર પણ નથી. છતાં દુષ્ટ ધુધવ્યા કરે છે!

જયાં ચંદ્રગ્રહણ દીઠું, ત્યાં અસતીઓ નિઃશંક હીસી (હરખાઇ)

" (હાંહાં) રાહુ ! પ્રિયજનનો વિછોડ ( વિજોગ ) પાડનારા ચાંદાને ગળી જા–ગળી જા ! "

તે દીર્ઘનેત્ર અન્ય જ, તે ભુજની જોડી અન્ય જ, તે સ્તનનો વિસ્તાર અન્ય જ તે મુખકમળ અન્ય જ, તે કેશકલાપ (અંબોડો) અન્ય જ, અને જે વિધિએ તે ગુણ અને લાવણ્યના નિધિ (ભંડાર) રૂપ નિતંબિની (સ્ત્રી) ઘડી તે પણ પ્રાયઃ (બહુધા) અન્ય જ.

પિયુના સમાગમમાં નીંદડી [આવે] કેવી ? પિયુ પરોક્ષ છતાં [પણ નિદ્રા] કેમ [આવે]? એમે નહિ ને તેમે નહિ બન્ને (પ્રકારની) નીંદ મેં વણસાડી.

જે વ્હાલા દેશમાં પિયુનું પરમાણું (=પત્તો) મળે, તહિં (મારે) જવું (એટલે) જો (એ) આવે તો અણાય, નહિ તો ત્યાં જ નિર્વાણ (= આયુષની સમાપ્તિ ,.

તે પ્રવાસે જતાં જ્યારે મ થૈ ગઇ નહિ ને તેના વિયોગે મુઈ નહિ, ત્યારે સુહાગી સ્વામીને સંદેસડા દેતીએ લાજ્યું.

કચડ કચડ ખવાતું નથી, ગટગટ પીવાતું નથી; (છતાં) એમ જ નેણે પિયુ નિહાળ્યા કરતાં સુખ (सुहच्छडी) છે.

સિર પર જીરણ ફાટીતુટી (खण्डी) લોમડી (=કામળી) છે ને ગળે (પૂરા) વીસ મણકા (એ) નથી. તોયે [तोवि] તે મુગ્ધા વડે આમડિયા ઉઠબેશ કરાવાયા.

આભમાં ડુંગરોએ લાગ્યાં છે (તે જોઇ) પંથી રડતો જાય છે ( ને વિચારે છે કે) આવા (મોટા) ડુંગર ગળી જવાના મનવાગો જે છે તે ધણ (,= પત્ની, ધણિયાણી ) ના ( મિલનના મનવાગો ) કેમ ન (હોય ) *

---

* सो किं घणेह णाह એવો પાઠ મેલ.

પંખી શિર ચડી બેસે છે, ફળ તોડે છે ને ડાળ મોડે છે; તોયે મહાદ્રુમ પક્ષીઓને [सउणाहुं] અપરાધી કરતું (= ગણતું) નથી.

---

પૃષ્ઠ ૪૪

જેમાં મુંજનું પ્રતિબિંબ પડયું હતું તે ડોળાયલું જળ (પોતે) જે (બે) હાથે પીધું હતું તે બે હાથ ચૂમી ચૂમીને વિમ (=કમળદંડ) રૂપ વિપ જેના શરીરે (લપેટાયલ) છે એવી તે+ મૃણાલવતી જીવને ટકાવી રાખે છે.

બાંહ્ય છોડીને તું જા. તેમ (ભલે) થાઓ. એમાં શું છે [कोद्दोसु] ! હે રીસાયલા [सद्दोसु] મુંજ ! (આ મારા) હૃદયેથી નીસરે (=જઈ જાય) તો તેં હું જાણું (કે તું મને છોડીને ગયો).

પૃષ્ઠ ૪૫.

સ્વામી (=માલીક) નો ભારે ભાર પેખીને ગોરિયો મનમાં હેરાય છે [विस्रद्द] કે (મારા) બે ખંડ કરીને દો દેશે મને કેમ નથી જોતરતા ?

ભલું હવું જે બહેન ! મારા કંથ મરાયા. જો (ને) ભાગીને (=હારીને) ઘેર આવત, તો હું સમાણી સખીઓ [घअंसिआ] આગળ લાજી મરત.

જીવતર કોને વહાલું નથી ને ધન કોને ઈષ્ટ નથી ? [પરંતુ] અવસર આવ્યે તે બે એ સત્પુરુષ તરણા સમાન ગણે છે.

" અમે (તો) થોડા છિયે ને (અરે) રિપુ (તો) બહુ છે "

---

+ મૃણાલવતી નામમાં પણ " મૃણાલ એટલે કમળના દાંડા —વિસવાળી " એવો અર્થ છે.

પંખી શિર ચડી બેસે છે, ફળ તોડે છે ને ડાળ મોડે છે; તોયે મહાદ્રુમ પક્ષીઓને [सउणाहुं] અપરાધી કરતું (= ગણતું) નથી.

---

**પૃષ્ઠ ૪૪**

જેમાં મુંજનું પ્રતિબિંબ પડ્યું હતું તે ડોળાયલું જળ (પોતે) જે (બે) હાથે પીધું હતું તે બે હાથ ચૂમી ચૂમીને વિસ (=કમળદંડ) રૂપ વિષ જેના શરીરે (લપેટાયલ) છે એવી તે+ મૃણાલવતી જીવને ટકાવી રાખે છે.

બાંહ્ય છોડીને તું જા. તેમ (ભલે) થાઓ. એમાં શું છે [कोदोसु] ? હે રીમાયલા [सदोसु] મુંજ ! (આ મારા) હ્રદયેથી નીસરે (=છટકી જાય) તો તો હું જાણું (કે તું મને છોડીને ગયો).

**પૃષ્ઠ ૪૫.**

સ્વામી (=માલીક) ને ભારે ભાર પેખીને ગોરિયો મનમાં વિસૂરે છે [विसूरइ] કે (મારા) બે ખંડ કરીને બે દેશે મને કેમ નથી જોતરતા ?

ભલું હતું જે બ્હેન ! મારા કંથ મરાયા. જે (તે) ભાગીને (=હારીને) ઘેર આવત, તો હું સમાણી સખીઓ [चर्मसिआ] આગળ લાજી મરત.

જીવતર કોને વહાલું નથી ને ધન કોને ઇષ્ટ નથી ? [परंतु] અવસર આવ્યે તે બે એ સત્પુરૂષ તરણા સમાન ગણે છે.

" અમે (તો) થોડા છિયે ને (અરે) રિપુ (તો) બહુ છે "

---

+ મૃણાલવતી નામમાં પણ " મૃણાલ એટલે કમળના દાંડા —વિસવાળી" એવો અર્થ છે.

એમ કાયર જ બોલે [भणन्ति]. મુગ્ધે ! તું ગગનતળ નિહાળીને જો કે કેટલા જ્યોત્સ્ના (ચંદની) કરે છે. રાતે અજુવાસ આપે છે ?

અલી ! તુ આળપપાળ (=ખોટું ખોટું) માં ભાખ. મારા કંથના બે દોષ છે (જ). આપતાં હું કેવળ ઉગરી–બાકી રહી છું; ને ઝૂઝતાં તરવાર ઉગરી–બાકી રહી છે

હે સખી ! પારકા (સુભટો) ભાગ્યા હશે, તો મારા પ્રિયુએ (ભગાડયે ભાગ્યા હશે). પણ જો આપણા (સુભટો) ભાગ્યા હશે, તો તે મરાયે (ભાગ્યા હશે).

વહાલી બાપીકી ભૂમિ [भुंहडी] અવરે ચંપાય–ચાંપી જાય, ત્યારે પછી (તેવો) પુત્ર જનમ્યે [जायें] ગુણ શો [कवणु] ને મુએ અવગુણ શો ?

મારા કંથ ગોઠડા [=ગામ] માં છનાં ઝૂંપડું બળે કેવું ? કાં તો તે રિપુના રુધિરે અથવા તો આપણા–પોતાના રુધિરે ઓલવે તે નકી [न मन्ति].

અરે મૂર્ખા ! દેશ સરિતાઓ નહિ, તળાવે [सरि] નહિ, સરોવરે નહિ ને વાડીઓ (उज्जाण) ને વનોએ નહિ, પણ નિવાસ કરી રહેલા સુજનોએ રમણીય બને છે–શોભે છે.

અરે હૈયડા ! જો વેરી ઘણા છે તો શું આભમાં ચડી જઇયે ? અમારે બે હાથ છે. કદીક (મરિયે તો) મારીને મરિયે.

પાયે આંતરડું વળગ્યું છે, શિર ખાંધ ઉપર લચી પડ્યું છે, તોયે કટાર ઉપરજ રૂડો હાથ છે-(એવા) કંથનાં [હું] ઓવારણાં લેઉં છું.

કે. હ. ધ્રુવ.

---